[illegible]निवेदनम् शिरसिमालिखमालिखमालिख"

સાહિત્યકુંજ ગ્રંથમાળાનું સાતમું પુસ્તક.

અલંકાર શાસ્ત્રની

# નવવલ્લરી.


લેખક,

**નાગરદાસ ઇ. પટેલ.**

શિશુ સદ્બોધ દેશકીર્તન, જયાકુમારી વિગેરેના લેખક અને
વ્યવસ્થાપક: બાલજીવન.

ઠે. મલાડ મુંબઇ.


તંત્રી-શ્રી૦ પટેલ.




પ્રકાશક:-

અંબાઇદાસ બાબરભાઇ પટેલ

સાહિત્યકુંજ ગ્રંથમાળા આશ્રમ.

રામોલ વાયા નડીઆદ.

---

છૂટક મૂલ્ય ૧-૦-૦     વાર્ષિક ફાળે ૦-૮-૦

---

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.

શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ-સુરત.

## આ પાનું દરેક જગે વાંચવું.

અમે વારંવાર જણાવતા આવેલા છીએ કે આ કાર્ય માત્ર સેવાની ભાવનાથી શરૂ થએલું છે અને અમે અમારી આજીવિકાને માટેનું કામ કર્યા પછી શોખની સેવા તરીકે આ કામ કરીએ છીએ. પ્રથમ વર્ષમાં અમને હજારથી બારસો રૂપીઆનું નુકસાન આવ્યું છે. અમારી અને દરેક જણની સ્વાભાવિક અને પ્રમાણિક ઈચ્છા હોવી જોઈએ કે આ માળાએ પોતાનો ખર્ચ પોતે કાઢવો જોઈએ; તે માટે અમારા ઉપર બોજો પડવો ન જોઈએ.

છાપકામ ઇ૦ ની વધતી જતી મોંઘવારીથી અમારા માટે ગ્રાહકોનું લવાજમ વધાર્યા વિના બીજો ઉપાય રહેતો નથી. પણ અમારે તેમ નાખુશીથી પણ કરવું પડે તે પહેલાં અમારા કદરદાન ગ્રાહકો અને વાંચકોને વિનંતિ કરવાની રજા લઈએ છીએ કે તેમણે ઓછામાં ઓછા બબ્બે ગ્રાહક વધારી આપવા. જો તેમ નહિ બનશે અને કાયમના ગ્રાહકોની સારી સંખ્યા નહિ થશે તો અમારે લવાજમ વધારવું પડશે.

પોતાનો લાભ શેમાં સમાયો છે તે વિચારી લઈ અમારા ગ્રાહકો ઘટતું કરશે એમ અમે આશા રાખીએ છીએ.

પ્રકાશક.

# ગ્રન્થ સમર્પણ.

એમ, એમ,

**શ્રી ઈન્દ્રસિંહજી પ્રતાપસિંહજી**

નામદાર વાંસદાના મહારાજા સાહેબ.

વાંસદા સ્ટેટ.

રાજન્!

'સાહિત્ય' અને તેની સંસ્થાઓ પ્રતિ આપની ઉંચ લાગણીઓ, તેમજ ભારત વરસની ધાર્મિક નૈતિક, સામાજીક, અને રાજનૈતિક ઉન્નતિ પ્રત્યે આપની સિદ્ધી યુકત પ્રેરણા તેમજ સાહિત્યના આપ નામદાર એક ઉંચા અભિયાષિ હોઈ સાહિત્ય સેવકોને યથાચિત સ્હાયતા આપો છો. ઇત્યાદિ ઇત્યાદિ આપની સાહિત્ય વિષયક વૃત્તિઓ તરફ આકર્ષાઈ ગુજરાતના તરૂણ કવી નાગરદાસ ઇ. પટેલ વિરચીત અલંકાર સાસ્ત્રની અણમોલી પ્રસાદિ '**નવરત્નાવલી**' આપ નામદારને ચરણે ધરૂં છું.

લી. આપ નામદારનો નમ્ર સેવક,

**શ્રી સાહિત્ય કુંજ ગ્રંથમાળાના સંચાલકો તરફથી**

**અંબાઈદાસ બાબરભાઇ પટેલ રામોલકર.**

# પ્રસ્તાવના.

उपकुर्वन्ति तं सन्तं येऽङ्गद्वारेण जातुचित् ।
हारादिवदलंकारास्तेऽनुप्रासोपमादयः ॥

**મમ્મટ.**

પ્રાચીન અલંકારિકો અલંકારને સાહિત્યમાં સર્વોપરિ પદ આપે છે.

**કેશવલાલ હ. ધ્રુવ.**

અલંકારનાં ઉદાહરણો પ્રાચીન તથા અર્વાચીન ગૂર્જર સાહિત્યમાંથી આપવામાં આવે તો ગ્રંથ અત્યંત ઉપયોગી થઈ પડે. પરંતુ એ કામ ઘણુંજ કઠિન હોવાથી, તેમ ગુજરાતી કાવ્યસંગ્રહમાંથી બધા અલંકારોનાં ઉદાહરણો પ્રાપ્ત થવા દુર્લભ હોવાથી, એ કાર્ય ભવિષ્યના સાહિત્યપ્રેમી પુરૂષોને માટે રાખવામાં આવ્યું છે.

**કવિ સવિતાનારાયણ.**

સંસ્કૃત અને વ્રજ ભાષાનું અલંકાર સાહિત્ય વિપુલ છે. સંસ્કૃતના અભ્યાસીઓ માટે કુવલયાનંદ. અલંકાર કૌસ્તુભ, કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ, અલંકાર સર્વસ્વ, કાવ્યાલંકાર, કાવ્યાદર્શ, વાગ્ભટાલંકાર, દશરૂપ, ધ્વન્યાલોકાદિ અનેક ગ્રંથો છે અને વ્રજ ભાષાના સાહિત્ય રસિકોના અભ્યાસાર્થે ભાષાભૂષણ, ભારતીભૂષણ, પદ્માભરણ. કવિ પ્રિયા, રસિક મોહનાદિ ઘણા ગ્રંથો રચાયા છે.

ગુજરાતી સાહિત્ય રસિકોના અભ્યાસને માટે જો અલંકાર સાહિત્યનાં પુસ્તકો ખોળવા જઇએ તો જણાશે કે ગુજરાતીમાં એ સંબંધી ઘણું થોડુંજ સાહિત્ય લખાયું છે, નર્મદ દલપતે

પ્રવેશકને સૂચના રૂપે જે કાંઇ લખ્યું છે તે હાલ મળતુંજ નથી. કવિ સવિતાનારાયણે આજથી અર્ધી સદી ઉપર લખેલું 'અલંકાર ચંદ્રિકા' એકલુંજ મળી શકે છે. રા. ભાઇશંકર નાનાભાઇએ 'રંભા રતિલાલ ત્રોટક' લખ્યુ છે પણ તે છૂટક મળી શકતું નથી. રા. રણછોડભાઇ ઉદયરામે અલંકાર પ્રકાશ લખ્યું છે પણ પ્રકટ નથી કર્યું. આ સિવાય બીજાં કોઇ પુસ્તકો આ વિષયમાં ગૂર્જર સાહિત્યમાં અનુપલબ્ધ છે.

ગુજરાતી ભાષામાં દિનપ્રતિદિન કાવ્ય લખનારાઓની તેમજ કાવ્યોની વૃદ્ધિ થતી હોવાથી કોઇએ 'કવિનો રાફડો ફાટયો' એમ કહ્યું છે, પીંગળના નિયમાનુસાર તેમજ રસાલંકાર યુક્ત કાવ્યો ઘણુંજ થોડાં લખાય છે એમ કહેવું પ્રાપ્ત થાય છે, અને તે બતાવી આપે છે કે લખનારાઓએ તે વિષયોનો અભ્યાસ કર્યો નથી હોતો અને જો હોય છે તો તે ઉપરછલ્લોજ. સારામાં સારાં માસિકો પણ આવી કવિતાઓથી મુક્ત નથી. મ્હારી માન્યતા છે કે ભાષામાં જો તે વિષયનાં પુસ્તકો જોઇતા પ્રમાણમાં ઉપલબ્ધ હોય તો રસિકો તે શિખવા પત્યે ધ્યાન આપે તેમજ પાઠશાળાઓમાં ઈંગ્રેજી ટીકાવાળાં પુસ્તકોને બદલે ગુજરાતી પુસ્તકોજ શીખવવામાં આવે તો ઉંચી પ્રતિભાવાળાં, પીંગળના નિયમનમાં રહેલાં, તેમજ રસાલંકારયુક્ત સુંદર કાવ્યો રચાય તેમજ તેના રસ રસિકો પણ સમાજમાં ઉત્પન્ન થાય અને સાહિત્યનો સુંદર ઉત્કર્ષ થાય.

ગૂર્જરગીરામાં રસાલંકારયુક્ત કાવ્યોની ખોટ છે અને તેથીજ આ દિશામાં પ્રયત્ન કરવાનું કવિ સવિતાનારાયણ જેવા સમર્થ સાક્ષરને પણ ઘણુંજ અઘરૂં લાગેલું તે મથાળે ટાંકેલા વાક્યો ઉપરથી જણાશે. છેલ્લાં સાતેક વર્ષ ઉપર આ વિષયનો અભ્યાસ

કરતી વખતે નોટસ રૂપે જે દષ્ટાંતકાવ્યો લખેલાં તે મિત્રમંડળને અને માસિકોમાં પ્રકટ થયે રસિકોને હૃદયાહ્લાદક લાગતાં પહેલાંજ આ પુસ્તક લખવાની ઉત્કટ ઇચ્છા ઉદ્ભવી હતી, અને પ્રભુની મહદ્ કૃપાએ તે આ સ્વરૂપે આટલે વર્ષે ફળવતી થાય છે.

આ પુસ્તકના મુખ્ય આધારરૂપ સંસ્કૃત ગ્રંથ કુવલયાનંદના લખનાર અપ્પય દીક્ષિત તથા જે જે પ્રાચીન અર્વાચીન કવિઓનાં કાવ્યોને દષ્ટાન્ત તરીકે લીધાં છે તેમનો તેમજ જેમની સાથે આ સંબધે મ્હને વાત અને પત્રવ્યવહાર થયો છે તેમનો પ્રકટપણે આ તકે ઉપકાર માનું છું.

જોડણીનો પ્રશ્ન ઘણી વખત ચર્ચાયો છે અને પાછો સૂઇ ગયો છે પણ જોડણીના જાદુગરો થોડા વખતથી સૂતા જાગ્યા છે, એટલે કહેવું પ્રાપ્ત થાય છે કે આમાંની વિવિધરંગી જોડણી જૂદા જૂદા લેખકોનાં વિવિધ પ્રકારનાં મન્તવ્યોને આભારી છે.

અલંકાર વિષયમાં હજીયે હું તો અભ્યાસી છું એટલે કદાચ આમાં પણ ક્ષતિઓ રહી હોય તો નવાઇ નથી. સહૃદયોને તે પ્રત્યે અંગુલિનિર્દેશ કરવા નિમંત્રું છું.

મલાડ,
નૂ.નવર્ષ પ્રતિપદા.
સં. ૧૯૭૯.

**નાગરદાસ ઇ. પટેલ.**

# ગ્રાહકને.

અઢી રૂપીઆમાં બારસો પાનાનું વાંચન પુરૂં પાડવાના અમારા આ પ્રયાસનું પ્રથમ વર્ષ અનેક મુશ્કેલીઓને અંતે છેવટે તે પરમ દયાળુ જગત્પિતાની દયાથી આ પુસ્તક સાથે પુરૂં થાય છે. અમને જે સંકટો પડયા તેના રોદણાં રડવા વિચાર નથી. અમોતો એટલુંજ જણાવવા ઇચ્છીએ છીએ કે અમારી ગમે તેવી કફોડી સ્થિતિમાં પણ અમે તમારી કેવી કેટલી અને શું સેવા બજાવી છે. જો અમે કંઇજ ન કર્યું હોત, અને નાહક તન મન અને ધનની ખરાબી અને અમારામાં મૂકાએલા તમારા વિશ્વાસનો ભંગ કર્યો હોત, તો અમને મરવું ભલું લાગત. પણ અમને સંતોષ છે, અને કહેવાને ગર્વ છે, કે ફુલ નહિ; ને ફુલની પાંખડીના ન્યાયે અમે કંઇક કરી શકયા છીએ. માહરૂખ અને ગુલઅઝાર નામની બે નાની નવલ-કથાઓ, સીતા વનવાસનું સ્ત્રીયોપયોગી પુસ્તક, શુષ્ક ગૃહજીવનમાં નવચેતનનો સંચાર કરવા લખાએલું રાષ્ટ્રિય ભાવનાથી ભરપુર ટુંકી વાર્તાનો સંગ્રહ પૂર્ણિમા, દેશની ચાલુ ચળવળનો આબેહુબ ચિતાર રજુ કરનાર દેશબંધુ દાસનું હિંદની કોઇપણ ભાષામાં અત્યારે નથી તેવું મોટું જીવન ચરિત્ર, ઐતિહાસિક આદર્શ નાટક નૂરજહાં અને ગુજરાતી સાહિત્યમાં અલંકાર શાસ્ત્રની ખોટ પુરી પાડતું પોતાની ઢબનું એકલું પુસ્તક નવવલ્લરી આપ્યું છે. પુસ્તકો સચિત્ર બનાવવા પણ ધ્યાન પહોંચાડવામાં આવ્યું છે. આ ઉપરથી જણાશે કે અમારાં બધાંયે પુસ્તકો રસિક, વિવિધતાવાળા અને ઉપયોગી હોવા છતાં સસ્તામાં સસ્તા છે. નવવલ્લરી જેવા

પુસ્તકની ગુજરાતને જરૂર છે એવું અમને જણાતાં તે અમે આ માળામાં પસંદ કર્યું છે. તેમાં ખાસ કરીને આ પુસ્તક શાસ્ત્રીય હોવા છતાં શુષ્ક નથી, રસિક છે. અભ્યાસીને માર્ગદર્શક છે. વાંચનારનું મનરંજન કરનાર છે. તે છતાંયે અમારે જણાવવું જોઇએ કે જોડણી સંબંધી ચાલી રહેલી અરાજકતાની અસર આ લેખમાં પણ દેખાઇ આવે છે અને સ્થાતિ જેવી અશુદ્ધ તેમજ દ્રષ્ટાંત ૧લું, દષ્ટાંત ૧લું. બન્નેનું ઇ. જોડણીઓ થવા પામી છે. આવતા વર્ષ માટે અમે સાનામાં સારા પુસ્તકો આપનાર છીએ અને તે બધાના લખનાર ગુજરાતના પ્રતિષ્ઠિત અને આગેવાન લેખકો છે. કવિ ધીરજનાં કાવ્યો અને ડિટેકટીવ કથાકુંજ પ્રેસમાં અપાઇ ચૂકયાં છે અને તૈયાર થતાં જે પહેલું આવશે તે અમે તમારી સેવામાં રજુ કરીશું.

છેવટે અમારા ગ્રાહકોનો, જાહેર ખબર આપનારાઓનો લેખકોનો અને છાપખાનાના માલીક મેનેજર અને કામદારોનો તેમના તરફથી મળેલી મદદો તેમજ સૂચનાઓ માટે આભાર માની વિનંતિ કરીએ છીએ કે તેવીજ રીતે બલ્કે તેથી પણ વધુ સારી રીતે અમારા કામમાં અમને ભવિષ્યમાં પણ મળતી ચાલુ રહે.

અમારા આફ્રીકાના ગ્રાહકોએ આ પુસ્તક મળતાંજ બીજા વરસનું લવાજમ છોટુભાઇ મોતીભાઇ પટેલ પો૦ માસ્તર લુંઅવાડ વાયા મોંબાસા. રૂ. ૩–૮–૦ ભરવું જે અગાને પહોંચ્યા બરોબર છે.



મધ મધુર, મધુતર છે
દૂધ, મધુતમ અમૃત છે સખીરી!
કવિતા મધુરી તેથી
રસસિદ્ધ કવિએ સુંદર જેહ લખી.

× × × ×

Errors, like straw,
upon the surface flow,
He who would search for pearls
must dive below.

Dryden.

# સાહિત્ય-સત્કાર.

**બાલગીત મંજરી** ભાગ ૧લો. સંગ્રહકર્તા ચુનીલાલ કુબેરદાસ શાહ, તંત્રી બાલજીવન પ્રકાશક રમણલાલ નાનાલાલ શાહ. બાલજીવન કાર્યાલય સાંકળી સ્ટ્રીટ મુંબઈ ૮ સ્વ. સૌ. કમળાદેવીના સ્મણાર્થે આ સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે. સ્વર્ગસ્થ બ્હેનના જીવન સંબંધી આછો પરિચય પણ કરાવવામાં આવ્યો છે. આ પુસ્તક સંબંધી કેટલીક વિચિત્રતાઓ ઉપર અમારૂં ધ્યાન ખેંચાયું છે. સંગ્રહકર્તા બાલજીવનના તંત્રી તરીકે જણાવે છે. પ્રકાશક પોતાને બાલજીવનના તંત્રી તરીકે જણાવે છે ત્યારે બેમાં તંત્રી કોણ?

પ્રકાશક પોતાની નોંધમાં જણાવે છે કે બાલજીવના તંત્રી રા. ચુનીલાલ........આથી સમજાય છે કે બાલજીવના મુખ્ય તંત્રી ભાઇ ચુનીલાલ શાહ છે. આગળ લખતાં પ્રકાશક લખે છે "નવરાત્રિ નજીક આવતી હોવાના સબબે એકદમ ઉતાવળે આ પુસ્તક છપાવવું પડેલું છે" આ નોંધ પ્રકાશકે ૧૯૭૮ની વિજયા દશમીએ લખી છે (!) શું નવરાત્રિ વિજયા દશમી પછી આવે છે? પ્રકાશકે કેવો છબરડો વાળ્યો છે! પુસ્તકમાં જોડણી વિચિત્ર છે બાલજીવન, બાળજીવન કવિ ન્હાનાલાલ કવી ન્હાનાલાલ સંગ્રહકર્તાએ ઠીક પરિશ્રમ લીધો છે અને બાલાઓ માટેનું જે જુજ સાહિત્ય અત્યારે ઉપલબ્ધ છે તેમાં સારો ઉમેરો થયો છે એમ કહી શકાય.

[ બીજાં પુસ્તકો માસિકો હવે પછી ]

# એક યોજના.



અમારા કેટલાક ગ્રાહકો તરફથી સૂચના થઇ છે કે માળાના લવાજમમાં એક રૂ. નો વધારો કરવો અને કાગળ આથી સારા વાપરવા તેથી અમે એવી ગોઠવણ કરી છે કે જે ગ્રાહકોને સારા કાગળવાળી ચોપડીઓ જોઇતી હોય તેમણે અઢીના બદલામાં સાડા ત્રણ રૂ. લવાજમ તરીકે ભરવા અને જેમની ઇચ્છા ચાલુ કાગળો ઉપરજ પુસ્તકો જોઇતાં હોય તેમણે તો હાલનું જ લવાજમ એટલે રૂ. ૨-૮-૦ ભરવાના છે. સારી જાતના કાગળની ચોપડી જોઇતી હોય તેમણે તાકીદે ખબર આપવી.

મેનેજર.

# ચાલુ સાલના પુસ્તકોનો પૃષ્ટમેળ.



| પુસ્તકનું નામ | | | | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|---|---|
| માહરૂણ | ... | ... | ... | ૮૦ |
| ગુલબહાર | ... | ... | ... | ૬૦ |
| સીતા વનવાસ | ... | ... | ... | ૧૨૫ |
| પૂર્ણિમા | ... | ... | ... | ૨૭૨ |
| દેશબંધુ દાસ | ... | ... | ... | ૨૦૦ |
| નૂરજહાં | ... | ... | ... | ૨૦૦ |
| નવવધુરી | ... | ... | ... | ૨૮૮ |
| | | | | ૧૨૨૫ |

# નવ વલ્લરી.

## (૧) उपमालंकार-The Simile

વ્યાખ્યા: રસિકોના હૃદયને આલ્હાદ આપે એવું ઉપમાન અને ઉપમેયનું સાદૃશ્ય તે ઉપમાલંકાર.

દૃષ્ટાન્ત ૧ લુ.

શશિ સમોજ્વળ વક્ત્ર, અશોક નવપલ્લવ સમા
શા કોમળ તુજ હસ્ત, સખીરી ! અમૃત સ્રાવિઆ.

શશિ અને પલ્લવ એ ઉપમાન અને વક્ત્ર અને હસ્ત એ બન્નેનું ઉજ્વળત્વ અને કોમળત્વરૂપ સાદૃશ્ય રસિકોના હૃદયને આલ્હાદ આપે એવું વર્ણવવામાં આવ્યુ તેથી ઉપમાલંકાર.

દૃષ્ટાન્ત ૨ જુ.

કીકી ચપળા ! તુજ ચપળા શી ચંચળ દીસે
તુજ નયનોના રંગ સમ ક્ષણભંગુર વિશ્વ આ.

આમાં કીકી અને રંગ એ ઉપમાન અને ચપળા અને વિશ્વ એ ઉપમેય એ બન્નેનુ ચંચળત્વ અને ક્ષણભંગુરત્વરૂપ સાદૃશ્ય રસિકોના હૃદયને આલ્હાદ આપે એવું વર્ણવાયુ તેથી એ ઉપમાલંકાર.

* * *

---

(૧) उपमा यत्र सादृश्यलक्ष्मीरुल्लसति द्वयोः ।
આ અને બીજે બધે શ્લોકાર્ધથી સંસ્કૃત વ્યાખ્યાઓ કુવલયાનંદમાંથી આપી છે.

દૃષ્ટાન્ત ૩ જું

ઘડો ફુટે રઝળે ઠીકરી,
મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર
માતા વિના સુનો સંસાર.

પ્રેમાનંદ.

આમાં ઠીકરી અને કંસાર એ ઉપમાન અને દીકરી અને સંસાર એ ઉપમેય એ બેઉનું રઝળવા રૂપ અને મોળાપણુ રૂપ ધર્મનું સાદૃશ્ય વર્ણવાયુ તેથી ઉપમાલંકાર.

દૃષ્ટાન્ત ૪ થું.

અમળ કમળ સમ લોચન,
દુઃખ મોચન એ
દનુજ દમન ઘનશ્યામ,
જયજય દેવ હરે!

કેશવલાલ.

આમાં કમળ એ ઉપમાન અને લોચન એ ઉપમેય એ બેઉનું સાદૃશ્ય રસિકોના હૃદયને આલ્હાદ આપે એવું વર્ણવાયુ તેથી ઉપમાલંકાર.

દૃષ્ટાન્ત ૫ મુ,

ડોલે પેલી કમલિની જલ કેરી હેલે
વસન્ત જલે ડોલે એવો કુલપ્રાણ;

* * *

હતી એક ઈક્ષુના દંડ સમી બાળીઃ
—નજર ! કેમ કાળી ગોરંભે ભર રોષ ?

ન્હાનાલાલ.

આમાં કમલિની અને ઇક્ષુના દંડ એ ઉપમાન અને ફૂલપ્રાણુ અને બાળી એ ઉપમેય એ બેઉનું સાદૃશ્ય વર્ણવાયુ તેથી ઉપમાલંકાર.

---

## નિયમોપમા.

વ્યાખ્યાઃ ઉપમાન અને ઉપમેયના સાદૃશ્યનો કાંઇક નિયમ ઠરાવવામાં આવે ત્યાં નિયમોપમા.

દૃષ્ટાન્ત ૧ લું.

સખીરી ! ત્હારા વાળ નાગ ફણાસમ શોભતા,
નહિ નહિ બીજુ જાણ અહિ ર્‌હુઠયો મુજને દીસે.

આમાં વાળ જે ઉપમેય તેને નાગફણા એ એકજ ઉપમાનની સાથે સરખાવવામાં આવ્યા અને બીજા કોઇની સાથે સરખાવવાને તે યોગ્ય નથી એવો નિયમ ઠરાવવામાં આવ્યો તેથી નિયમોપમા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

વીતે દ્હાડા વિરહ દુઃખમાં, દોહલા જેમ જેમ,
મુંઝાતી એ બહુ બહુ હશે એકલી તેમ તેમ,
કમોએલી નલિની શિશિરે હોય સંતાપ પામી
તેવી નિશ્ચે બદલાઇ ગઇ એ હશે, પ્યારી મ્હારી.

કિલાભાઇ.

આમાં યક્ષની સ્ત્રી એ ઉપમેય તેને નલિની એ એકજ ઉપમાન સરખાવવા યોગ્ય છે, અન્ય નહિ એમ ઠરાવવામાં આવ્યું તેથી નિયમોપમા.

દૃષ્ટાન્ત ૩જુ.

ભાસે વાસ ભયાન રાન, ફૂલની માળા મહા જાળ છે,
ઉન્હા શ્વાસ ધમંત દાહ દિલનો દાવાગ્નિ વિકાળ છે
તન્વી વ્યગ્ર વિયોગથી વનતણી વ્હીલી કુરંગીજ છે
કામે કાળ બનેજ દુષ્ટ દમતો શાર્દુલવિક્રીડિતે.

કેશવલાલ.

આ રાધાવર્ણનમાં તન્વી એ ઉપમેયને કુરંગી એ એકજ ઉપમાન સિવાય અન્ય સરખાવવા યોગ્ય નથી એમ ધ્વનિથી ઠરાવવામાં આવ્યું તેથી એ નિયમોપમા.

---

## નિર્ણયોપમા.

વ્યાખ્યા: ઉપમાન અને ઉપમેયના સાદશ્યમાં સંદેહ લાવી પાછો નિશ્ચય કરવામાં આવે ત્યાં નિર્ણયોપમા.

દૃષ્ટાન્ત ૧લું.

મ્હેં ત્હારૂં વક્ત્ર ગણ્યું અંબુજની સમાન ·
કિન્તુ ભૂલ્યો પ્રિય સખી! નહિ તેમ માન,
ખીલે સખે! કમળ સૌજ હિમાંશુનાથી
તો કયાં સ્વકાન્તિ થકી ચન્દ્ર શકે લજાવી!

માનું સખે ! તુજ મુખે નહિ અંબુજે હું
કાંકેજ તે પરિભવે સખી ! આ હિમાંશુ;
આગાર અમૃત તણો તુજ વક્ત્ર વ્હાલી !
ન્હોયે સખી ! જલજ ચન્દ્ર ગણું હું પ્યારી.

આમાં વક્ત્ર છે કે કમળ છે એવો સંશય ઉપજ્યા પછી વક્ત્રજ છે એવો નિર્ણય કરવામાં આવ્યો તેથી નિર્ણયોપમા. સાહિત્યદર્પણકાર એને નિશ્ચયાલંકાર કહે છે.

---

## બહૂપમા.

વ્યાખ્યા: ઉપમેયના ધર્મનું આધિક્ય દર્શાવવા સારૂ એકથી વધુ ઉપમાનો સાથે વર્ણવેલુ સાદૃશ્ય તે બહૂપમા.

દૃષ્ટાન્ત ૧, ૨.

ત્હારો શીતળ શુચિ સ્પર્શ પદ્મિની ! ચન્દનોદકના સમો,
હિમજલ, હિમાંશુશીકર શો વળી બર્ફ સમ શીતળ અહો,
તુજ વાણી તેમજ હે સખી ! સાકર અને અમૃત સમી
મીઠી, અહો ! વ્હાલી, ગુણે તુજ, મુજ હૃદે અહરે વસી.

આમાં સ્પર્શમાં શીતળત્વનું આધિક્ય બતાવવા તેને ચન્દનોદક, હિમજલ વિગેરેની સાથે સરખાવવામાં આવ્યો તેમજ વાણીની મીઠાશનું આધિક્ય દર્શાવવા તેને અમૃત અને સાકર સાથે સરખાવવામાં આવી તેથી એ બહૂપમા.

દૃષ્ટાન્ત ૩જું.

નૌકા કેરી જરૂરિ સાગર તણી યાત્રા વિષે જેવી છે,
સંગ્રામાંગણમાં જરૂરિ જબરાં શસ્ત્રાસ્ત્રની જેવી છે,
આત્મજ્ઞાન વિષે જરૂરિ જુગના વૈરાગ્યની જેવી છે,
નાણાની વ્યવહારમાં જરૂરિએ સૌ લોકને તેવી છે.

ભાઇશંકર.

આમાં નાણાની જરૂરીનું આધિક્ય બતાવવા તેને જુદી જુદી જાતની જરૂરીઓ સાથે સરખાવવામાં આવી તેથી એ બહૂપમા. રા. ભાઇશંકર એને માલોપમાના ઉદાહરણ તરિકે વર્ણવે છે પણ તે કદાચ કેટલાક બહૂપમા અને માલોપમાને એકજ અલંકાર તરીકે ગણે છે તે મુજબજ માનીને વર્ણવ્યું હશે.

---

## માલોપમા.

વ્યાખ્યા: સાદૃશ્યની એક બીજા સાથે સંબંધ રાખતી
પરંપરા તે માલોપમા.

દૃષ્ટાન્ત ૧લુ.

શોભે છે જો લલિત લલના સુઅલંકારથી આ
શોભે કાવ્યો પુનિત કવિનાં સુઅલંકારથી હા !
ને તેથી આ જગ પણ દીપે, તેથી સર્વોત્તમ તેમે
શોભે તું આ કર અસિ ધરી યુદ્ધમાં જાય તેમ.

આમાં અલંકારોનો જેમ લલના તેમજ કાવ્યો સાથે, કાવ્યોનો જગત સાથે, જગતનો સર્વાત્મ સાથે એમ એક બીજા સાથે સંબંધ રાખતી સાદૃશ્યની પરંપરા વર્ણવાઇ તેથી એ માલોપમા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સોહાવે જયમ ચન્દ્રિકા ચન્દ્રદેવને, તેમ
ચન્દ્રદેવ વિભાવરી, વિભાવરી વળી એમ
સોહાવે આકાશને, ત્હારીય કીર્તિ એમ,
તુજને સોહાવે અતિ ધરીને અદકો પ્રેમ.

૨.

આમાં ચન્દ્રિકાનો જેમ ચન્દ્ર સાથે, ચન્દ્રનો વિભાવરી સાથે, વિભાવરીનો આકાશ સાથે એમ એક બીજા સાથે સંબંધ રાખતી સાદૃશ્યની પરંપરા વર્ણવાઇ તેથી એ માલોપમા.

---

## અભૂતોપમા.

વ્યાખ્યાઃ અશક્ય લાગે એવા ઉપમાનનો જે સાદૃશ્યમાં પ્રયોગ હોય તે સાદૃશ્ય તે અભૂતોપમા.

દૃષ્ટાન્ત ૧ લું.

ગુલો, ગુલશનો મહીંથી સઘળાં આણી કર્યાં એકઠાં
કાઢયો સત્વ સમો સુરંગ વળી તે મુકયો જરી ઠારવા;
ત્હેનું તારવ્યું સત્વ તેમ સહ તે કાઢયો પ્રભાસારને
તે ત્હારા સખિરી! સુગૌર અતિશે ગાલે ધર્યાં ધારૂં કે?

આમાં ગુલાબ પુષ્પોના સત્વ સાથે તેની પ્રમાનો સાર કે જે વસ્તુતઃ નીકળી શકે એમ છેજ નહિ તેને—એટલે એ અશક્ય ઉપમાનને યોગે અભૂતોપમા વર્ણવાઇ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સંસારને સર અમૃત ભરિયાં
માંહિ ઘોળ્યા વિષના ઢગલા
એ વિષને અમીના જલકુંડથી
પીશે અમી ધન્ય કો હંસલા.

ન્હાનાલાલ.

આમાં અમૃત ભરવા રૂપ અને વિષના ઢગલા ઘોળવારૂપ કાર્ય જે વસ્તુતઃ થઇ શકે એમ છેજ નહિ તેને યોગે કરીને એ અભૂતોપમા.

દૃષ્ટાન્ત ૩ જું.

વિનતાવદન વિધિએ કીધું, સાર શશીનું લીધું
નક્ષત્રનાથને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.

પ્રેમાનંદ.

આમાં દમયંતીનું વર્ણન કરતાં કવિ તેના મુખની શોભા વર્ણવતાં શશીનો સાર કે જે વસ્તુતઃ નીકળી શકે એમ છેજ નહિ તે વર્ણે છે, તેને યોગે કરીને એ પણ અભૂતોપમા.

## નિંદોપમા.

વ્યાખ્યાઃ ઉપમાનની નિંદાપૂર્વક ઉપમેય સાથેનું સાદૃશ્ય
તે નિંદોપમા.

દૃષ્ટાન્ત ૧ લું.

તું પુનમનો ચન્દ્ર, હું તો બીજ હિમાંશુ શો
મ્હારૂં તેજસ મન્દ, હારે ભાસ્કર તું થકી.

આમાં ઉપમાનની નિંદાપૂર્વક ઉપમેય સાથે સાદૃશ્ય વર્ણવાયુ તેથી નિંદોપમા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ત્રિપુણ્ડ્ર જે હરતણું, વહતાં ન ફાવે
રે રે વયસ્ય ! ઉપમા મનમાં ન આવે,
જો હું શશી સમ વદૂં તવ તે કલંકી,
કો ભ્રૂ સમાન નવ હું ગણું સિંહ લંકી.

પ્રેમાનંદ.

આમાં સત્યભામાની ભ્રકુટિનું વર્ણન છે. અને ચન્દ્ર જે ઉપમાન તેને કલંકી ગણી દોષ લગાવી નિંદાપૂર્વક ઉપમેય સાથે સાદૃશ્ય વર્ણવ્યુ એટલે નિંદોપમા.

દૃષ્ટાન્ત ૩ જું.

પૂર્ણિમા ચન્દ્ર જાણે વર વરતુલ શી ધાર બાંધી રહ્યો છે,
શોભા સારી શશીથી કિરણ પસરિયાં, હારી એ તો ગયો છે;

આકાશે એક વિધુ દ્વય અહીં નિરખું અભ્ર આવે ન પાસે,
એ પૂરા ચંદ્ર માંહે મલિનપણુ દીસે, સ્વચ્છ આ બે પ્રકાશે.
પ્રેમાનંદ.

આ સત્યભામાના મુખચંદ્ર અને કપાળના ચંદ્રકનું વર્ણન છે. આમાં ચન્દ્ર જે ઉપમાન તેને મલિનપણાવાળો, અભ્રથી છવાનારો એવા દોષ લગાવી તેની નિંદાપૂર્વક ઉપમેય સાથે સાદૃશ્ય વર્ણવ્યુ તેથી નિંદોપમા.

---

## પૂર્ણોપમા.

ઉપમાનાં ચારે અંગ ઉપમાન, ઉપમેય, વાચક અને ધર્મ સહિત સાદૃશ્યનો ખીલાવ તે પૂર્ણોપમા. જ્યાં વાચક અંગ ન હોય ત્યાં વાચક લુપ્તોપમા, ધર્મ અંગ ન હોય ત્યાં ધર્મ લુપ્તોપમા અને ધર્મ અને વાચક બન્ને અંગ ન હોય ત્યાં ધર્મ વાચક લુપ્તોપમા કહેવાય. ઉપમાન અંગ ન હોય તો ઉપમાન લુપ્તોપમા અને તેની સાથે જે જે અંગ ન હોય તે તે સાથે ઉપમાને લુપ્તોપમા કહેવાય. લુપ્તોપમા આઠ પ્રકારની છે (૧) વાચકલુપ્તા (૨) ધર્મલુપ્તા (૩) ધર્મવાચકલુપ્તા (૪) વાચકોપમેયલુપ્તા (૫) ઉપમાનલુપ્તા (૬) વાચકોપમાનલુપ્તા (૭) ધર્મોપમાનલુપ્તા (૮) ધર્મોપમાનલુપ્તા.

દૃષ્ટાન્ત ૧, ૨, ૩.

હિમાંશુ સવિતા સમો મૃદુ ગતિ વા વજ્ર જેવો બન્યો,
વાગે સોય સમાન પુષ્પ કળીઓ ને લેપ અગ્નિ સમો,
રાત્રિકલ્પ પ્રતીજ દેહ વળી આ તો ભારકારી મ્હને,
રે ! રે ! આ પ્રમદા વિયોગ સમયે સંહાર આણ્યો કને.

આના બીજા ચરણમાં બહૂપમા, પહેલામાં ધર્મલુપ્તોપમા અને ત્રીજામાં વાચકલુપ્તોપમા છે. સોય એ ઉપમાન, પુષ્પકળીઓ એ ઉપમેય, સમાન એ વાચક અને વાગે એ ધર્મ એમ ઉપમાનાં ચારે અંગ સાથેનું સાદૃશ્ય વર્ણવાયું તેથી પૂર્ણોપમા. હિમાંશુ એ ઉપમાન, સવિતા એ ઉપમેય, અને સમો એ વાચક પણ ઉગ્રત્વરૂપ ધર્મ ન વર્ણવાયો એટલે એ ધર્મલુપ્તોપમા. તેમજ રાત્રિ એ ઉપમાન, કલ્પ એ ઉપમેય અને થવું એ ધર્મ પણ જેવી એ વાચક ન વર્ણવાયો તેથી એ વાચકલુપ્તોપમા.

* * *

દૃષ્ટાન્ત ૪ થું.

ચરણામૃતનો નીમ અમારે નિત્ય ઉઠી મંદિર જાશું,
રામ નામની જહાજ બનાવશું સંસાર સાગર તરી જાશું
રાણાજી અમે પ્યારા ગોવિંદના ગુણ ગાશું.

મીરાંબાઇ.

આમાં સંસાર એ ઉપમાન અને સાગર એ ઉપમેય એમાં પેઠે, જેવો વિગેરે વાચક શબ્દ અને વિશાળત્વ રૂપી ધર્મ એ બે વર્ણવવામાં ન આવ્યા એટલે એ વાચક ધર્મલુપ્તોપમા થઇ.

દૃષ્ટાન્ત ૫ મું

કે ચોટલો ધરણી માત તણો અહીં શું ?
છુટી જઇ વળી પડયો દીસતો નહિં શું ?
તે વૃદ્ધ હાલ થઇ છે બહુ જાણુ તેથી
આ શ્વેત વાળ નદી તુલ્ય જણાય એથી !

ખબરદાર.

આમાં શ્વેતવાળ એ ઉપમાન, નદી એ ઉપમેય, તુલ્ય એ વાચક અને જણાવ્યા રૂપ ધર્મ એમ ઉપમાનાં ચારે અંગ સાથેનું સાદૃશ્ય વર્ણવાયું તેથી પૂર્ણોપમા.

દૃષ્ટાન્ત ૬ ઠું અને ૭ મું.

અમલ કમલ જેવી જુવતી તો જણાયે.
નવલ અમલ જાણ્યો એવી આંખ્યો ગણાયે,
અકલ અકલ થાયે શી મહિરાક્ષિ આગે.
તરલ તરલ દૃષ્ટિ, કામિને અંગ લાગે !!

પ્રેમાનંદ

આમાં ઉપમાન કમળ અને ઉપમેય જુવતી તેમજ જેવી એ વાચક પણ સુંદરતાએ ધર્મ ન વર્ણવાયો તેથી ધર્મલુપ્તોપમા તેમજ છેલ્લા ચરણમાં દષ્ટિ એ ઉપમેય અને લાગવા રૂપ ધર્મ વર્ણવાયો પણ બાણ એ ઉપમાન તેમજ જેવી એ વાચક ન વર્ણવાયો તેથી એ વાચકોપમાનલુપ્તા કહેવાય.

દૃષ્ટાન્ત ૮, ૯ મું.

વાત્સલ્યની વેલી સમોવડી
કુલાગારે ઝુકેલી હતી
કલાપીની સંકેલેલી કલાસમી
દેહ દેશે નવરંગ સાડી સરતી

ન્હાનાલાલ

આમાં પહેલાં બે ચરણમાં સુંદરીએ ઉપમાન ન વર્ણવાયું તેથી ઉપમાનલુપ્તોપમા અને છેલ્લા બે ચરણમાં સુંદરતા રૂપ ધર્મ ન વર્ણવાયાથી ધર્મલુપ્તોપમા ગણાય.

## ઉપમાદોષ દર્શન.

સમજ: ધીક્કારવા જોગ, વિજાતીય, હીન અને તુચ્છ ઉપમેય સાથેના ઉપમાનના સાદૃશ્યને દોષયુક્ત ગણવામાં આવે છે.

દૃષ્ટાન્ત.

> ત્હેં ગર્ધવસમ ઠીક, ધીમે ધીમે કાર્ય આ
> મોટા બોજા સાથ વહી વહીને પુરૂ કર્યું.

આમાં હીનોપમત્વરૂપ દોષ વર્ણવાયો એટલે એ દોષયુક્ત ઉપમા ગણાય. * * *

---

(२) अनन्वयालंकार-The Comparison Absolute.

વ્યાખ્યા: ઉપમેયના ઉપમાન રૂપે ઉપમેયનુંજ વર્ણન અથવા એકજ વસ્તુનું એ બન્ને રૂપે વર્ણન તે અનન્વય.

દૃષ્ટાન્ત ૧ લુ.

> રામ સરીખા રામ, કૃષ્ણ સમા શ્રીકૃષ્ણજી
> નહિ બીજાનાં કામ તોલે થાવા તેમની.

આમાં રામ અને કૃષ્ણ એ ઉપમાન અને ઉપમેય એ બન્ને રૂપે વર્ણવવામાં આવ્યાથી તેથી અનન્વય.

---

(२) उपमानोपमेयत्वं यदेकस्यैव वस्तुनः ।

દૃષ્ટાન્ત ૨ જું.

કર્ણ સમોદાતાર કર્ણ થયો જગમાંજ તે
નહિ બીજો થાનાર ત્રણે કાળમાં એ વિના.

આમાં કર્ણને ઉપમાન અને ઉપમેય એ બન્ને રૂપે વર્ણવવામાં આવ્યાથી અનન્વય.

દૃષ્ટાન્ત ૩ જું

ભીષ્મ પ્રતિજ્ઞાકાર, ભીષ્મ સમો કો નહિ થશે
જયજય ગંગ કુમાર! પાળી ભીષ્મ પ્રતિજ્ઞ ત્હેં!

આમાં ભીષ્મ એ ઉપમાન તેમજ ઉપમેય એ બન્ને રૂપે વર્ણવાયાથી અનન્વય.

દૃષ્ટાન્ત ૪ થું

શોધી ગયો સહુ પુસ્તક પાનાં
સાહિત્ય સિન્ધુમાં ખુબ તર્યો,
વેદવેદાંગ પુરાણ પઢયો પણ
એક ન અક્ષર હાથ ચઢયો.
માનિનિના મુખની ઉપમાસમ
અક્ષર રત્નનો સાર ગ્રહ્યો,
થાકી ઉભો ધરી દર્પણ મુખ શું
તો મુજ અર્થ અમુલ્ય સર્યો*

* આ દૃષ્ટાન્ત 'ચેતન' જૂન ૧૯૨૧ ના અંકમાં 'દર્પણ' એ નામથી બ્હાર પડ્યું હતું.

ઉપમેય એવું જે મુખ તેનું ઉપમાન મુખ સિવાય બીજુ કાંઇજ નહિ મળવાથી ઉપમેય અને ઉપમાન બન્ને રૂપે મુખનુંજ વર્ણન કર્યું તેથી અનન્વય.

* * *

દૃષ્ટાન્ત ૫ મું

સજળ આ સઘને તડિતા રહી
સ્થિર લહી ઉપમા ન ઘટે સહી;
વિસ વસા ત્રિદશા ન બરાબરી
નવલ દંપતી ને નમ્ય સુંદરી !
પ્રેમાનંદ.

આ સત્યભામાનું વર્ણન છે અને સત્યભામાને કોઇની ઉપમા આપી શકાતીજ નથી એટલે સત્યભામાનું ઉપમાન સત્યભામા સિવાય અન્ય કોઇ છેજ નહિ એમ વર્ણ્યું છે માટે એ પણ અનન્વય.

---

(૩) उपमानोपमेयालंकार–The Reciprocal Comparison.

વ્યાખ્યા: ઉપમાન અને ઉપમેયનું અરસપરસ વર્ણન અથવા તો ઉપમાન તેજ ઉપમેય અને ઉપમેય તેજ ઉપમાન એ રીતનું જે વર્ણન તે ઉપમાનોપમેય અથવા ઉપમેયોપમા*

(૩) पर्यायेण द्वयोस्तच्चेदुपमेयोपमा मता ।

* ઉપમા અને પ્રતીપ એ બેના મેળાપથી આ અલંકાર થાય છે પણ જેવું સાદૃશ્ય આનાથી વર્ણવાય છે તેવું એ બેને જુદા લેવાથી વર્ણવાતુ નથી તેમજ આના સાદૃશ્યથી 'આ બન્ને સમાન કોઇ તૃતિય પદાર્થ નથી' એ વાતની પણ પ્રતીતિ થાય છે.

દૃષ્ટાન્ત ૧ લુ.

ખર ખર ઝરણાંનું વારિ વ્હે વ્હેન ! જેમ,
ત્યમ અલી ! સમયે તે અશ્રુનુ પુર ચાલ્યુ,
વચન મમ સુણીને પિતૃને નેત્રં, વ્હાલી
ખળ ખળ ખળ વારિ તેવું આ વ્હેતું આલી !

આમાં ઝરણાનું વારિ અને અશ્રુનુ પુર જે ઉપમાન અને ઉપમેય તેમનેજ ઉપમેય અને ઉપમાન તરીકે ઉલટાવીને વર્ણવવામાં આવ્યાં તેથી ઉપમાનોપમેય.

દૃષ્ટાન્ત ૨ જુ.

ઉંચા ઉંચા ઝાડ પુરપતિ મંદિર ટોચ શાં,
પુરપતિ મંદિર ટોચ ચુમ્બે તરૂ સમ અભ્રને.

આમાં ઝાડ અને પુરપતિ મંદિર ટોચ જે ઉપમાન અને ઉપમેય તેમનેજ ઉપમેય અને ઉપમાન તરીકે ઉલટાવીને વર્ણવ્યાં તેથી ઉપમાનોપમેય.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

મદનકર મરોડી ખેંચતી શું કમાન
અતિ અતિ થઇ વાંકી મિત્ર ! આ ભ્રૂસમાન.

પ્રેમાનંદ.

આ સત્યભામાની કોપભરી ભ્રૂકુટિનું વર્ણન છે. કવિ તેને મદનની કમાનની ઉપમા આપી મદનની કમાનને ભ્રૂકુટિની ઉપમા આપે છે એટલે ભ્રૂકુટિ જે ઉપમેય તેને મદનની કમાન જે ઉપમાન તેને ઉલટાવીને એટલે મદનની કમાનને ઉપમેય તરીકે વર્ણીને ભ્રૂકુટિને ઉપમાન તરીકે વર્ણવી એટલે ઉપમેયોપમા.

(४) प्रतीपालंकार—The Converse.

વ્યાખ્યા: ઉપમાન અને ઉપમેયની પરસ્પર સ્પર્ધાનું વર્ણન તે પ્રતીપ.

## પ્રથમ પ્રતીપ.

વ્યાખ્યા: પ્રસિદ્ધ ઉપમાન અને ઉપમેયને ઉલટાવીને કરેલુ વર્ણન તે પ્રથમ પ્રતીપ.

દૃષ્ટાન્ત ૧ લુ; ૨ જુ.

પ્રભાકર પ્રકાશ્યો આ, ત્હારી વક્ત્રપ્રભા સમો,
હસ્તપાદ સમાં વ્હાલી ખીલ્યાં અંબુજ તોયમાં.

આમાં પ્રભાકર એને વક્ત્રપ્રભા તેમજ અંબુજ અને હસ્તપાદ એવાં પ્રસિદ્ધ ઉપમાન અને ઉપમેય તેમને ઉલટાવીને વર્ણન કર્યું, તેથી એ પ્રથમ પ્રતીપ.

* * *

દૃષ્ટાન્ત ૩ જુ, ૪ થુ, ૫ મું.

તારા નેત્રસમાન કાંતિમય જે તે પદ્મ ડુબ્યુ જળે
ઢંકાયો શશી તાહરા મુખ સમો વર્ષાદનાં વાદળે;
જે ચાલે તુજ ચાલ તે પણુ હવે સૌ રાજહંસો ગયા,
તારા તુલ્ય વડે વિનોદ પણુ તે દૈવે ન વેઠાય આ !

ભાઇશંકર.

(४-१) प्रतीपमुपमानस्योपमेयत्वप्रकल्पनम् ।

આમાં પદ્મ અને નેત્ર, શશિ અને મુખ, રાજહંસ અને સ્ત્રી એ સર્વ પ્રસિદ્ધ ઉપમાન અને ઉપમેય તેમને ઉલટાવીને વર્ણવ્યાં તેથી એ પ્રથમ પ્રતીપ.

દૃષ્ટાન્ત ૬ ઠું.

> નભે જુઓ સૂર્ય ઘણો પ્રકાશ્યો,
> પ્રતાપ પૂરો પ્રભુ શો વિકાસ્યો;
> પ્રભાકરે આપ પ્રભા ન દીઠી,
> હરે! હરો કષ્ટજ દૃષ્ટ મીઠી.

પ્રેમાનંદ.

આમાં પ્રભાકરની પ્રભા અને નૃપની પ્રભા જે પ્રસિદ્ધ ઉપમાન અને ઉપમેય તેમને ઉલટાવીને વર્ણવ્યાં તેથી પ્રથમપ્રતીપ.

---

## દ્વિતીયપ્રતીપ.

વ્યાખ્યાઃ–ઉપમેયના અનાદર અર્થે ઉપમાનના ઉત્કર્ષનું વર્ણન તે દ્વિતીય પ્રતીપ.

દૃષ્ટાન્ત ૧ લું.

> કેશપાશની પાસ, કુટિલતા ખલ તુજની,
> તે તો કણુજ માત્ર ! તે ચપલા તરલાતણી.

---

(૪-૨) अन्योपमेयलाभेन वर्ण्यस्यानादरश्च तत् ।

આમાં કુટિલતા જે ઉપમેય તેના અનાદરને અર્થે કેશપાશ જે ઉપમાન તેના ઉત્કર્ષનું વર્ણન કર્યું તેથી એ દ્વિતીય પ્રતીપ.

* * *

દ્રષ્ટાન્ત ૨ જું.

મુખડા સામે દર્પણ ધરી
શાને ગર્વ ધરે સુન્દરી !
સોહે તેથીય અદકો ચન્દ
ગર્વ નહિ ધર ઓ મતિમંદ !

૨.

આમાં સુન્દરીનું વદન જે ઉપમેય તેના અનાદરને અર્થે ચન્દ્ર જે ઉપમાન તેના ઉત્કર્ષનું વર્ણન કર્યું તેથી એ દ્વિતીય પ્રતીપ.

---

## તૃતીય પ્રતીપ.

વ્યાખ્યાઃ—ઉપમાનના અનાદરને અર્થે ઉપમેયના ઉત્કર્ષનું વર્ણન તે તૃતિય પ્રતીપ.

દ્રષ્ટાન્ત ૧ લું.

નવધર મદ મનમાંતું, ચપળા ચમકી જતાં જરી નભમાં,
તીવ્ર કટાક્ષો તરલા કેરા, ચંચલ તુંથી અતિ જગમાં.

આમાં ચપળા જે ઉપમાન તેના અનાદરને અર્થે તરલાનાં તીવ્ર કટાક્ષો જે ઉપમેય તેના ઉત્કર્ષનું વર્ણન કરવામાં આવ્યું તેથી એ તૃતિય પ્રતીપ.

---

( ૪ ૩ ) वर्ण्योपमेयलाभेन तथान्यस्याप्यनादरः ।

દૃષ્ટાન્ત ૨ જુ.

પ્રમત્ત થા ન તું શાણા,
શ્વેત પક્ષથી હંસ! માનસરના.
પુણ્ય જનોની કીર્તિ
ધવલ જણાયે તુંથી જગતપર હા!

આમાં હંસની ધવલતા જે ઉપમાન તેના અનાદરને અર્થે પુણ્યોજનોની કીર્તિની ધવલતા જે ઉપમેય તેના ઉત્કર્ષનું વર્ણન કર્યું તેથી એ તૃત્તિય પ્રતીપ.

* * *

દૃષ્ટાન્ત ૩જું.

સુરસરાજી રૂચિર સુલોચના,
ભ્રમર જોઇ તને દુઃખ મોચના?
રસવનાં કમળો અતિ પેખિયાં,"
રસ ભર્યાં તજું શે દૃગ દેખિયાં.

પ્રેમાનંદ.

આમાં કમળ જે ઉપમાન તેના અનાદરને અર્થે નેત્ર જે ઉપમેય તેનો ઉત્કર્ષ વર્ણવ્યો તેથી એ તૃતીય પ્રતીપ.

---

## ચતુર્થ પ્રતીપ.

વ્યાખ્યા: ઉપમેય સાથે ઉપમાન સરખાવવા યોગ્યેય ન હોય એવું જે વર્ણન તે ચતુર્થ પ્રતીપ.

---

(૬-૪) अवर्ण्येमान्यस्योपमाया अनिष्पत्तिर्वचश्च तत्।

દૃષ્ટાન્ત ૧ લું.

તુજ કટિ સમ સન્નાર ! સિંહકટિના લંકને
ગણું હું તો નિ:સાર વ્યર્થ મ્હારી કલ્પના !

આમાં સ્ત્રીની કટિ જે ઉપમેય તેની સાથે સિંહકટિ જે ઉપમાન તે સરખાવવાને યોગ્યેય નથી એમ વર્ણવ્યુ તેથી એ ચતુર્થ પ્રતીપ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

તુજ મુખ કમલ સમુ સુન્દરી
ગણવું એ મ્હોટી ભૂલ ખરી !
ક્યાં તુજ મુખ ને ક્યાં એ ચન્દ !
મેળ મેળવે તે મતિમંદ !

૨.

આમાં સ્ત્રીનું મુખ જે ઉપમેય તેની સાથે ચન્દ્ર જે ઉપમાન તે સરખાવવાને યોગ્ય પણ નથી એવું કહ્યું તેથી એ ચતુર્થ પ્રતીપ.

---

## પંચમ પ્રતીપ.

વ્યાખ્યા:-ઉપમાનનું યે શું પ્રયોજન ? એવું જે વર્ણન તે પંચમ પ્રતીપ.

દૃષ્ટાન્ત ૧ લું.

શીદ ઝેર તું લે તરૂણી,
ભર્યું હળાહળ થકી હૃદય ત્હારૂં;

---

( ૪-૫ ) प्रतीपमुपमानस्य कैमर्थ्यमपि मन्यते ।

તે તું પી લે ન ગણી
સાર આમાં ઝેરે ન ઠીક ધારૂં.

આમાં ઝેર જે ઉપમાન તેનું શું પ્રયોજન ? એમ વર્ણવવામાં આવ્યુ તેથી પંચમ પ્રતીપ.

દૃષ્ટાન્ત ૨ જાુ.

કોકિલ કુહુ કુહુ કરતી,
સાખીરી ! તું પણ કૂજન રૂડુ કરતી;
કૂજ તું સખી ! શે અમથી
કામ વગરની કોકિલ આ બકતી.

આમાં કોયલ જે ઉપમાન તેની શી જરૂર ?· અર્થાત્ તેનુ નિષ્પ્રયોજન વર્ણવાયુ તેથી પંચમ પ્રતીપ.

* * *

દૃષ્ટાન્ત ૩ જાું.

વદન ત્હારૂં નિરખ્યું સુંદરી,
તો પછી શું જોવું ફરીફરી
પેલુ તોયજ પેલો ચન્દ્ર
નીરખી શે થાવુ મતિમન્દ !

૨.

આમાં તોયજ એટલે કમળ અને ચન્દ્ર જે ઉપમાન તે તે શું જોવાં ! અર્થાત્ ત્હારૂં વદન જોયું એટલે તેમને જોવાં નિષ્પ્રયોજન છે એમ વર્ણવ્યુ તેથી એ પંચમ પ્રતીપ.

( ૯ ) रूपकालंकार–Metaphor

વ્યાખ્યાઃ–ઉપમાન અને ઉપમેયના અભેદનું વર્ણન તે રૂપક.

દૃષ્ટાન્ત ૧ લું.

કામિની કાય ભુમીમાં કુચ પર્વત દુર્ગમ
ન જા ત્યાં તું મનઃ પાન્થ! વસે ત્યાં સ્મર તસ્કર.

આમાં કામિની કાય, કુચ અને સ્મર એ ઉપમેય અને ભુમી, પર્વત અને તસ્કર એ ઉપમાન તેમના અભેદનું વર્ણન કરવામાં આવ્યું તેથી એ રૂપક.

દૃષ્ટાન્ત ૨ જું.

મન ભ્રમર ઉર ધર તું,
નારી મુખકમળેથી દૂર રહેજે
જવ સ્મર ચન્દ્ર પ્રકાશે,
તવ નહિતર મધુલોભે પકડાશે.

આમાં મન, નારીમુખ, અને સ્મર એ ઉપમેય અને ભ્રમર, કમળ અને ચન્દ્ર એ ઉપમાન તેમના અભેદનું વર્ણન કરવામાં આવ્યું તેથી એ રૂપક.

* * *

(૯) विषयस्य [illegible] विषयस्य यत्।
रूपकं तत्त्रिधा [illegible] भयोक्तिभिः ॥

દૃષ્ટાન્ત ૩ જું.

કુંજે જ્યાં રસતંત્રની તુજથકી સિદ્ધિ હતી સાંપડી
તીર્થે પ્રેમતણા જ તે થિર ઠરી તારાજ ધ્યાને બૂડી
તાજો તારક નામમંત્ર તુજ જે તે એક જીભે જપી
વાંછે છે તુજ સંગની સુમધુરી પીવા સુધા શ્યામજી.

કેશવલાલ.

આમાં કૃષ્ણ જે ઉપમેય અને યોગી જે ઉપમાન એ બેને અભેદ વર્ણવ્યો તેથી રૂપક. જાણે કોઇ 'યોગી દિવ્યસુધાની પ્રાપ્તિ સારૂ પૂર્વે જ્યાં પ્રાચીન તંત્રમાં કરેલી સિદ્ધિ સાંપડી હોય તેના તેજ શ્રી શૈલ આદિ તીર્થમાં અચળ આસનવાળી દઢ ધ્યાન ધરી શક્તિનો તારક મંત્ર એક શ્વાસે જપ્યા કરે તેમ 'વિયોગી કૃષ્ણ પણ જ્યાં પૂર્વે પ્રસન્ન રાધાની કૃપાથી કામકામનાની સિદ્ધિ મળી હતી તેજ કુંજગૃહમાં રાધાના સમાગમ રૂપી અમૃતના પાન સારૂ રાધાનું નામ જપ્યા કરે છે.'

દૃષ્ટાન્ત ૪ થું.

ધવલ નવલ નાનો, પ્રેમીનો પ્રેમદાતા
અમલ કમલ જેવો વિશ્વને દેય શાતા;
બલદ જગત રાખે ઔષધિ ચંદ્ર માતા
જલદ ભગત ટીલે હર્ષું ધાવે સુગાતા !

પ્રેમાનંદ.

આમાં બળદ જે ઉપમેય અને ચંદ્ર જે ઉપમાન એ બેઉને એક રૂપે વર્ણ્યાં તેથી રૂપક 'પ્રેમીનો પ્રેમ—આપનાર બળદ પક્ષે પ્રેમીજનોનો સંયોગ કરાવનાર અને ચન્દ્રપક્ષે પ્રેમી સ્ત્રી પુરૂષોને આલ્હાદ આપનાર. તેમજ વિશ્વને શાતા આપનાર. એક પક્ષે પોતાનાં શીતળ કિરણથી અને બીજે પક્ષે પૃથ્વી ખેડીને.' 'બળદને હરણ ચાવે છે' એ સમસ્યાપૂર્તિનું આ ઉદાહરણ છે.

---

## અનુભય અભેદક રૂપક.

વ્યાખ્યા:—ન્યૂન અને અધિકપણાએ રહિત એવું જે અભેદનું વર્ણન તે અનુભય અભેદક રૂપક.

દૃષ્ટાન્ત ૧લું.

શીર્ષે ત્હેં કેશ ધાર્યા તનુંકૃશ કરીને સંયમી! યોગ સાધ્યો,
નેત્રો તન્વાંગી ત્હારાં પ્રિય! શુચિ શ્રુતિનો પાર પામેલ ઓહો!
મુક્તાએ કૈં ન બાકી કુચ સખી! તુજને યોગી કે ભોગી જાણું
ના ના આ સર્વ અંગે પ્રણયી પ્રિય સખી! યોગી કો દિવ્ય જાણું.

આમાં ઉપમાન જે યોગી અને ઉપમેય જે પ્રણયિની એ બન્નેનો જૂદા જૂદા ધર્મોએ કરીને ન્યૂનાધિક્ય પણાથી રહિત એવો અભેદ વર્ણવ્યો તેથી એ અનુભય અભેદ રૂપક. જૂદાં જૂદાં સામ્યો નીચે મુજબ છે. યોગીએ અને વિયોગિનીએ માથે કેશ ધાર્યા છે તેમજ બન્ને સંયમી છે અને તેમનાં નેત્રો શ્રુતિનો પાર પામ્યાં છે. એટલે કે યોગી પક્ષે વેદ વેદાંગનો પાર પામ્યાં છે અને વિયોગિની

પક્ષે શ્રુતિ એટલે કર્ણનો પાર પામ્યાં છે અર્થાત કાન સુધી નેત્રોની અણી લંબાઇ છે 'નેત્ર અણિ અગ્રે શ્રવણ વિંધ્યાં સોય થઇ નિમીડઆં' એ મુજબ, તેમજ મુકતામાં પણ કાંઇ બાકી નથી એટલે યોગી પક્ષે જીવનમાંથી મુક્તતા–મુક્તિ–મળવામાં બાકી નથી તેમજ વિયોગિનીને મુક્તા એટલે મૌક્તિક–મૌક્તિના હારો મળવામાં કાંઇ બાકી નથી તેને તો મળેલાજ છે પણ વિયોગને લીધે ફક્ત એકજ મૌક્તિક માળ ધારણ કરી રાખી હોઇ મૌક્તિક માળાઓની તેને અપેક્ષાયે નથી.

* * *

દ્રષ્ટાન્ત ૨જું.

> સ્મર જ્વરે આતુર તફડે છે
> ઉગારી લો સંગ સુધાવડે એ
> અહો બિષગ્રત્ન! કરે ગ્રહોરે!
> ઉપેન્દ્ર! વજ્રાત્મક ના ઠરો રે!

**કેશવલાલ.**

આમાં ઉપમાન જે બિષગ્રત્ન અને ઉપમેય જે ઉપેન્દ્ર તે બન્નેનો અભેદ ન્યૂનાધિક્ય પણાએ રહિત એવો વર્ણવ્યો તેથી એ અનુભય અભેદ રૂપક. આ રાધાની સખીની કૃષ્ણપ્રતિ ઉક્તિ છે.

## ન્યૂન અભેદ રૂપક.

વ્યાખ્યા:—ન્યૂનતાપૂર્વક અભેદ વર્ણન તે ન્યૂન અભેદ રૂપક.

દૃષ્ટાન્ત ૧ લુ.

પંચ બાણુ વિનાના
ગણું હું ત્હમને સખા ! મનોજ અહો,
સર્વાંગે પરિપૂર્ણુંજ
કુસુમશર વણુ નયનશર સજશો !

આમાં સખા એ ઉપમેય અને મનોજ એ ઉપમાન એ બન્નેનો અભેદ પંચબાણુના હીનત્વે કરીને ઉપમાનની ન્યૂનતા પૂર્વક વર્ણવ્યો તેથી એ ન્યૂનઅભેદ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

તું તો દીસન્તી સુંદરી
ચતુર્ભુજવણુ દેવી ખરી
અહો દેખી થતો આનંદ
જેને નવ તે જન મતિમંદ

૨.

આમાં સુન્દરી એ ઉપમેય અને દેવી એ ઉપમાન એ બેઉનો અભેદ ચતુર્ભુજના હીનત્વે કરીને ઉપમાનની ન્યૂનતાપૂર્વક વર્ણવાયો તેથી એ ન્યૂન અભેદ.

---

## આધિકાભેદ રૂપક.

વ્યાખ્યાઃ—આધિક્ય સાથનું અભેદ વર્ણન તો આધિકાભેદ રૂપક.

દૃષ્ટાન્ત ૧લુ.

કૃતાન્ત કાળ સમુ રૂપ ત્યજી પાવક જગતને
પાળે છે, દુ:ખ કાપે છે 'રાય' સાર્થ થતુ હવે.

આમાં રાય જે ઉપમેય અને પાવન જે ઉપમાન તે બન્નેનો અભેદ કૃતાન્ત કાળ સમાન રૂપનો ત્યાગ કરી પાળવા અને દુ:ખ કાપવા રૂપ ધર્મે કરીને ઉપમાનની અધિકતા વર્ણવી તેથી તે આધિકાભેદ.

* * *

દૃષ્ટાન્ત ૨જુ.

સમદૃષ્ટિ ધરી શક્તિ ભલી
વિશ્વ રક્ષતી આ સુન્દરી
ચલાવતી સઘળુયે તન્ત્ર
જુએ ન જે જન તે મતિમન્દ.

૨.

આમાં સુન્દરી જે ઉપમેય અને શક્તિ જે ઉપમાન એ બેઉનો અભેદ વિષમ દૃષ્ટિત્વનો ત્યાગ કરી વિશ્વ રક્ષણુની ઉક્તિવડે ઉપમાનની અધિકતા ધોતનપૂર્વક વર્ણવ્યો તેથી એ આધિકાભેદ.

---

## અનુભય તાદ્રૂપ્ય રૂપક.

---

વ્યાખ્યા:–ઉપમાનના ઉત્કર્ષ કે અપકર્ષ રહિત ઉપમેયનુ અભેદ વર્ણન તે અનુભય તાદ્રૂપ્ય રૂપક.

દૃષ્ટાન્ત ૧ લું.

ખીલે જોઈ ત્હારૂં વદન કમળો હે પ્રિય સખી !
અને જાયે તેથી ગહનતર અન્ધારજ શમી
અમીનો જો કાંઈ ગરવ મનમાં ચન્દ્ર ધરતો
ઝરે તેયે બિમ્બાધર થકી સખી ! ચન્દ્ર તુંય હો !

આમાં મુખને ચન્દ્રનું રૂપ આપી જેટલાં કાર્ય ચન્દ્ર વડે થાય છે તેટલાં તેનાથીયે થાય છે એમ વર્ણવ્યું એટલે ઉપમાનનો ઉત્કર્ષ કે અપકર્ષ ન વર્ણવતાં બન્નેનો અભેદ વર્ણવ્યો તેથી એ અનુભય તાદ્રૂપ્ય રૂપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

સ્વરૂપ સલૂણા ઉર અંબરમાં
સ્તન ઘન નિકટે રસે;
નવ નખ શશીને દીપવે હીસીને
ભગણે મુગતા મિષે.
અવ કામિનીને અહહ વને
રસશું રસેશ રીઝવે.

કેશવલાલ.

આમાં ઉર પ્રદેશને આકાશનું રૂપ આપી જેટલી વસ્તુઓ આકાશમાં છે તે બધીયે ત્યાં છે એટલે કે 'કુચ ને વનનું, તે ઉપરના અંબરને ગગનનું રૂપ આપ્યુ છે; સ્તનની બાજુ પરના નખના ડંખમાં

ઉદય પામતા બાળેરા ચંદ્રનો આરોપ કર્યો છે; તથા મણિમાળાને નક્ષત્ર મંડળનું રૂપ આપ્યુ છે' તેમજ 'અંબરમાં આકાશના આરોપથી કુચની ઉચ્ચતા ગમ્યમાન છે. નખના ડંખની રતાશ નવ શશીના રૂપકથી સૂચિત છે. મોતીની માળા તે સત્તાવીશ મોટાં મોતીની એક સેરની નક્ષત્ર માળાજ છે તે ભગણુના રૂપકથી સમજાય છે આમ ઉપમાનનો ઉત્કર્ષ કે અપકર્ષ ન વર્ણવતાં બન્નેનો અભેદ વર્ણવ્યો તેથી અનુભય તાદ્રૂપ્ય રૂપક.

દૃષ્ટાન્ત ૩ જુ.

ચંડને ચોળિયો, મુંડને રોળિયો,
ત્રિશિરા મોડિયો, શો કરી કોળિયો ?
નો'ય તે દાનવો દેવિ ! આ માનવો,
ઇન્દ્ર છે આ નવો નાશ આ માનવો.

પ્રેમાનંદ.

આ ભીમની વનદેવતા પ્રતિ ઉક્તિ છે એમાં કહ્યું છે કે હે દેવી! આ ચંડ મુંડ તેમજ ત્રિશિરા જેવો દાનવ નથી પણ માનવ અને તે પણ બારમા રૂદ્ર જેવો છે એટલે નવો રૂદ્ર છે. 'જગતનો સંહાર કરવાની શક્તિવાળા અગીઆર રૂદ્ર તો જુના વખતથી જાણેલા છે પણ આતો બારમો રૂદ્ર છે.' આમાં રૂદ્ર સાથે અભેદપણે ઉત્કર્ષ કે અપકર્ષ વર્ણવ્યા સિવાય વર્ણન કર્યું તેથી એ અનુભય તાદ્રૂપ્ય રૂપક.

## ન્યૂન તાદ્રૂપ્ય રૂપક.

વ્યાખ્યાઃ-ઉપમાનના ધર્મના ન્યૂનત્વ સહિત ઉપમેયનું અભેદ વર્ણન તે ન્યૂન તાદ્રૂપ્ય રૂપક.

દૃષ્ટાન્ત ૧લું.

ચતુર્વદન વિનાના
બ્રહ્મા, વિષ્ણુ બેજ હસ્ત વાળા,
ભાલ નેત્ર વિનાના
શિવ સમ સોહે વ્યાસજી રૂપાળા.

આમાં બાદરાયણ વ્યાસ જે ઉપમેય તેને બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ ઉપમાનનું રૂપ આપી ચતુર્વદનત્વ ચતુર્હસ્તત્વ તેમજ ભાલનેત્રત્વના અભાવે-ન્યૂનત્વે કરીને બેઉનો અભેદ વર્ણવ્યો તેથી ન્યૂનતાદ્રૂપ્ય રૂપક.

* * *

અષ્ટભુજા વણ તું કાલિકા
મુખ ભયંકર વણ ચંડિકા
દ્વિજીવ્હાવણ તું નાગણી !
હાયો રે હાયો શંખિણી !

૨.

આમાં શંખિણી જે ઉપમેય તેને કાલિકા, ચંડિકા અને નાગણી એ ત્રણ જે ઉપમાન તેમનું રૂપ આપી અષ્ટભુજત્વ, મુખ ભયંકરત્વ અને દ્વિજીવ્હાત્વના ન્યૂનત્વે કરીને બેઉનો અભેદ વર્ણવ્યો તેથી એ ન્યૂન તાદ્રૂપ્ય રૂપક.

## અધિક તાદ્રૂપ્ય રૂપક.

વ્યાખ્યાઃ–ઉપમાનના ધર્મના આધિક્ય સહિત ઉપમેયનું અભેદ વર્ણન તે અધિક તાદ્રૂપ્ય રૂપક.

દૃષ્ટાન્ત ૧ લું.

આહ્લાદ્ કીર્ત્તિ તેજ શશી રવિ આંકા કેમકે સુર્ય જેવુ
એને હું જો ગણું તો પ્રખરપણું એ ધારતું કષ્ટ દેવું;
જો એ હિમાંશુ કેરી ગણું ઘુતિ સમું તો હિમાંશુ કલંકી,
ને એ નીમ્યો ક્ષયાર્થે તુજ સુકીરતિ જાય ના કાંઇ અંકી.

આમાં કીર્તિનું તેજ જે ઉપમેય તેને શશી રવિ જે ઉપમાન તેનું રૂપ આપી આધિક્ય સહિત ઉપમાન ઉપમેયનો અભેદ વર્ણ્યો તેથી એ અધિક તાદ્રૂપ્ય રૂપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું, ૩ જું

પેટ વીંધેલ પ્રવાળી થકી
અધર પ્રવાળ ત્હારો સુંદરી
સોહે અદકો તુજ મુખચંદ
કલંકી ચંદ્રથી વધુ સોહન્ત.

૨.

આમાં અધર અને મુખ જે ઉપમેય તેને પ્રવાળ અને ચંદ્ર જે ઉપમાન તેનું રૂપ આપી અભંગત્વ અને નિષ્કલંકત્વ રૂપ આધિક્ય સહિત ઉપમાન અને ઉપમેયનો અભેદ વર્ણ્યો તેથી એ અધિક તાદ્રૂપ્ય રૂપક.

## સમસ્ત વસ્તુ વિષયક સાવયવ રૂપક. +

વ્યાખ્યા :-એક મુખ્ય રૂપકનાં પ્રત્યેક અંગને જુદાં જુદાં રૂપકોથી રૂપિત કરી કરેલુ વર્ણન તે સમસ્ત વસ્તુવિષયક સાવયવ રૂપક અથવા સાંગસમસ્ત વસ્તુ વિષયક રૂપક.

દૃષ્ટાન્ત ૧ લું.

વ્યાઘ્રરૂપી કાળ પરે ચઢી,
કર ત્રિશુળ વિજળી સમધરી,
તાર તાર દેવી અંબિકા !
દુઃખે દુખ્યો મુજને કરી કૃપા,

આમાં અંબિકા, તેને એકલીને રૂપ ન આપતાં તેનાં વ્યાઘ્ર ને ત્રિશુળ જે અંગો તેમને પણ રૂપિત કરવામાં આવ્યાં તેથી એ સાંગ સમસ્ત વસ્તુ વિષયક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

---

+समस्त वस्तुविषयं श्रौता आरोपिता यदा ।

કાવ્યપ્રકાશ દશમોલ્લાસ કારિકા સાતમી.

When all the objects superimposed, are also like the subjects of superimposition, expressed, then there is an Entire Metaphor.

D. T. Chandorkar. B. A.

લક્ષ્મી વ્યાપ્ત વિદ્યુત વડે શાર્ગેન્દ્ર ધનુ યુક્ત
કરૂણાંબુદ! રક્ષો, પીડયો ભવતાપે અતિ હું જ.

૨.

આમાં કરૂણાંબુદ જે વિષ્ણુ તેને એકલાને રૂપ ન આપતાં તેનાં લક્ષ્મી અને શાર્ગ જે અંગો તેમને પણ રૂપિત કર્યાં તેથી એ સાંગ સમસ્ત વસ્તુ વિષયક.

---

## એક દેશ વિવર્તિ સાવયવ રૂપક *

વ્યાખ્યાઃ—એક મુખ્ય રૂપકનાં કેટલાંક અંગને જૂદા રૂપકોથી રૂપિત કર્યાં હોય અને કેટલાંક અધ્યાહૃત હોય એવું જે વર્ણન તે એક દેશ વિવર્તિ સાવયવ અથવા સાંગ એક દેશ વિવર્તિ.

દૃષ્ટાન્ત ૧ લું,

પાદાધિ હસ્ત શા કાળ પંજરેથી ઉડી અને
આનન્દ કુંજમાં હાવાં લોણુ તે પણ વિચરે.

* श्रौताआर्थाश्च ते यस्मिन्नेकदेशविवर्ति तत्।
કાવ્ય પ્રકાશ દશમોલ્લાસ કારિકા ૯ મી.

When some of the objects suprimposed are expressed by words, and some are to be understood by the force of the sense of the sentence, it is एकदेश विवर्ति. D. T. Chandorkar B. A.

આમાં કાળને પંજરનું રૂપ આપ્યું અને આનન્દને કુંજનું રૂપ આપ્યું પરંતુ વિચરનાર જે પક્ષી તેનું શબ્દ વડે કથન પણ ન કરવામાં આવ્યું તેથી એક દેશ વિવર્તિ સાવયવ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

મોજાં ખૂબ ઉછાળતો જલધિ આ જે હાલ દેખાય છે.
પૈસાના અભિમાનિ શેઠ જનનો તે એક દૃષ્ટાંત છે;
કાળે અદ્ભૂત ફેરફાર બનવા કેરો નમૂનોજ છે.
મેઘોને વળી પાણી રૂપ રૂપિઆ લેવા તણું એંક છે.

ભાઈશંકર.

આમાં છેલ્લી લીટીમાં પાણીને રૂપિઆનું અને સમુદ્રને એંકનું રૂપ આપ્યું પરંતુ મેઘને ધનાર્થીનું રૂપ નથી આપ્યું તેમજ શબ્દ વડે ધનાર્થીપણાનો આરોપ પણ વર્ણવ્યો નથી તેથી એ એક દેશ વિવર્તિ સાવયવ.

---

## રૂપક રૂપક.

વ્યાખ્યા: રૂપકની પરંપરા—રૂપકના રૂપકનેયે રૂપિત કરીને કરેલું વર્ણન તે રૂપક રૂપક.

દૃષ્ટાન્ત ૧ લું.

કરકમળ રંગભૂમિ પરે, શો રંગ આ જામ્યો સખી,
જો નાચતી આ જલશીકર સુદિવ્ય મૌક્તિક નર્તકી,

જાએ અહીં, દોડે તહીં, વ્હાલી ! જતી જોતાં સરી,
શું પ્રમદવનના હેમ હર્મ્યે અપ્સરા આ નાચતી !

તેલવાળા હાથમાં પાણીનું ટીપુ પડ્યુ હોય અને તે જેમ આમ તેમ દોડે અને જોનારને આનંદ થાય તેનું આ વર્ણન છે. એમાં કર એટલે હાથને કમળનું રૂપ આપી પાછુ તેનેજ ફરીથી રંગભૂમિ વડે રૂપિત કરવામાં આવ્યું તેમજ જલ શીકરને દિવ્યમૌક્તિક વડે રૂપિત કરી પાછુ તેનેજ ફરીથી નર્તકી વડે રૂપિત કરવામાં આવ્યુ તેથી એ રૂપક રૂપક.

* * *

મુખામ્બુજ ચન્દ્રે સુંદરી
આ શી નવલી લીલા કરી !
બીન્દી ભ્રમર કલંક શી જોઈ
મનડુ મુગ્ધ ગયુ લોભાઇ.

૨.

આમાં મુખને અમ્બુજ વડે રૂપિત કરી પાછુ તેનેજ ચન્દ્ર વડે રૂપિત કરવામાં આવ્યુ તેમજ બીન્દીને ભ્રમર વડે રૂપિત કરી પાછી ફરીથી તેને કલંક વડે રૂપિત કરવામાં આવી તેથી એ રૂપક રૂપક.

---

**માલારૂપક.**

વ્યાખ્યા: એક ઉપમેયને અનેક ઉપમાન વડે રૂપિત કરીને કરેલુ વર્ણન તે માલારૂપક.

દૃષ્ટાન્ત ૧ લુ.

ઔદાર્યે શીબીના સમો, અભીઝરે હિમાંશુ શુ વકત્રથી,
યુધિષ્ઠિર સમાન સત્ય વદતો, અર્જુન શો પ્રાક્રમી,
ભીષ્મે પાળી પ્રતિજ્ઞ તેય ભૂલવે દાતાર તો કર્ણ શો,
એવો હે નૃપ તું અહો ! જગતમાં ના અન્ય દૃષ્ટે દીઠો.

આમાં નૃપ જે ઉપમેય તેને શીબી, હિમાંશુ, યુધિષ્ઠિર, અર્જુન, ભીષ્મ, કર્ણ વિગેરે અનેક ઉપમાન વડે રૂપિત કરીને વર્ણવવામાં આવ્યુ તેથી એ માલારૂપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

વૃદ્ધોપદેશ શુભ શિક્ષણનો ખજાનો,
રસ્તો વળી સરલ સાંકડથી બચ્યાનો,
વૃદ્ધોપદેશ રૂપિ સર્જન સાંપડયાથી,
છૂટાય તાપ રૂપિ શલ્યની વેદનાથી.

બાઈશંકર.

આમાં વૃદ્ધોપદેશ જે ઉપમેય તેને શુભ શિક્ષણનો ખજાનો, સરળ રસ્તો તથા સર્જન એ ઉપમાન વડે રૂપિત કરીને વર્ણવવામાં આવ્યાથી માલારૂપક.

દૃષ્ટાન્ત ૩ જુ.

આકર્ષી-પુરી મોહ-મૌલિ હલવી હેઠી રચી ફૂલની
હુલાવી દૃગ ગોપા ચિત્રિત કરી દેતી મહા મોહની;

ડારંતા વળી દુષ્ટ દાનવતણાં વૃંદોની ઉચ્ચાટની,
ચિંચો શ્યામની વાંસળી રસસુધા કાલિંદીના ઘાટની.

કેશવલાલ.

આમાં વાંસળી જે ઉપમેય તેને મોહની વિદ્યા અને ઉચ્ચાટની એટલે નાશ કરવાની શકિત એ ઉપમાન વડે રૂપિત કરી વર્ણન કરવામાં આવ્યું તેથી એ માલારૂપક.*

---

( ૬ ) परिणामालंकार–Commutation

વ્યાખ્યા:—ઉપમાન ઉપમેય સાથે એક રૂપ થઈને તેની ક્રિયા કરે એવું જે વર્ણન તે પરિણામાલંકાર.

---

* આ અને બીજાં દૃષ્ટાન્તોમાં ટીકામાં ઘટાવેલા અલંકાર સિવાય બીજા અલંકાર પણ રહેલા હોય છે પણ તે ન જણાવતાં જે જે અલંકારના દૃષ્ટાન્ત તરિકે તે કાવ્ય આપ્યું હોય તે તે અલંકારોજ ઘટાવીને વર્ણવવા ઉચિત ધાર્યા છે. દાખલા તરિકે આ દૃષ્ટાન્તમાં ઉલ્લેખ, સ્વભાવોકિત તેમજ કારક દીપક એ અલંકારો પણ છે પણ દૃષ્ટાન્ત માલારૂપકનું ગણ્યુ હોવાથી માલારૂપકજ ઘટાવીને વર્ણવ્યો છે. આમ કરવાનું કારણ એટલું જ કે શીખનારને ગુંચવાડો ન થાય. અલંકારો બધાયે શીખ્યા પછીથી કયા કાવ્યમાં કયો અલંકાર છે એ જાણવુ મુસ્કેલ નથી એટલે આ રીત યોગ્ય છે એમ લાગ્યા સિવાય નહિજ રહે.

---

(૬) परिणामः क्रियार्थश्चेद्विषयी विषयात्मना।

દૃષ્ટાન્ત ૧ લું.

તાતપાદે લખ્યું જ્યારે પોતાના કરપદ્મથી
જોયું તે માહરી જાતે મ્હેં નેત્રામ્બુજ આ થકી.

આમાં ઉપમાન જે પદ્મ તેણે ઉપમેય જે કર તેની સાથે મળીને તેની લખવા રૂપ ક્રિયા કરી તેમજ ઉપમાન જે અમ્બુજ તેણે ઉપમેય જે નેત્ર તેની સાથે મળીને તેની જોવા રૂપ ક્રિયા કરી તેથી પરિણામ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

આ પુષ્પોની સુગંધિ મધુર મધુરજો, આવતી અંગ ભેદે,
આ હંસો શબ્દ સાંધી મદન શર સમા ઘાવથી છાતી છેદે.

પ્રેમાનંદ.

આમાં ઉપમાન જે શબ્દ તેણે ઉપમેય જે બાણ તેની છેદવા રૂપ ક્રિયા કરી તેથી એ પણ પરિણામ.

---

(૭) उल्लेखालंकार–Representation.

વ્યાખ્યા:—નાનાવિધ ધર્મવાળી એક વસ્તુને તેના જૂદા જૂદા ધર્મને યોગે અનેક જણ અનેક પ્રકારે માને એવું જે વર્ણન તે ઉલ્લેખ.

---

(૭) बहुभिर्बहुधोल्लेखादेकस्योल्लेख इष्यते ।
क्वचिद्भेदाद्गृहीतॄणां विषयाणां तथा क्वचित् ।
एकस्यानेकधोल्लेखो यः स उल्लेख इष्यते ॥

સાહિત્ય દર્પણ કારિકા ૬૮૨

ઉલ્લેખના બે સામાન્ય પ્રકાર છે. એક રૂપક સહિત અને બીજો શુદ્ધ.

દૃષ્ટાન્ત ૧ લું.

શ્રી બ્રહ્મા, વરૂણેન્દ્ર, શિવ, સ્મરને શ્રીકૃષ્ણ કે રામને
કે મારૂત અને ગણાધિપ પ્રભુ માયા પરબ્રહ્મને,
કિંવા વાડવ, વિશ્વકર્મ, અનિલ, ત્રાતા જગન્નાયક
જેવો જેહ ગણન્ત ઇષ્ટ, વિભુનું તેવું કરે દર્શન.

આમાં અનેક ધર્મયુક્ત એવો વિભુ તે એક વસ્તુ તેનાં તેના અનેક ધર્મના યોગે કરીને જૂદા જૂદા માણસોએ અનેક રીતે દર્શન કર્યાં તેથી એ ઉલ્લેખાલંકાર. એમાં વિભુને અનેક ઉપમાનોથી રૂપિત કરવામાં આવ્યાથી એ રૂપક સહિતનો ઉલ્લેખ કહેવાય.

દૃષ્ટાન્ત ૨ જું.

વૃદ્ધાઓએ ગજત્રાતા શ્રીકાન્ત તરૂણી ઓએ
બાલાઓએ યથાસ્થિત નિર્વ્યાજ શ્રીકૃષ્ણને.

આમાં શ્રીકૃષ્ણ જે અનેક ધર્મયુક્ત એવી એક વસ્તુ તેને તેના જૂદા જૂદા ધર્મના યોગે કરીને વૃદ્ધ સ્ત્રીઓ, તરૂણીઓ અને બાલાઓએ જૂદે જૂદે રૂપે જોયા તેથી ઉલ્લેખાલંકાર પણ એમાં કૃષ્ણને કોઇ ઉપમાનથી રૂપિત કરવામાં ન આવ્યા તેથી એ શુદ્ધ ઉલ્લેખાલંકાર ગણાય.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

આ સંસાર અનેક શિક્ષણ ભલાં લેવાની કૉલેજ છે,
લોકો કેરી વિચિત્ર રીતિ કૃતિઓ જોવા તણો ખેલ છે;
સારાસાર તણા પૃથક્કરણનો સંચો સુવિસ્તીર્ણ છે,
વિદ્યારૂપી વહાણથી જ તરવા જેવો દરીઆવ છે.

ભાઇશંકર.

આમાં સંસાર જે અનેક ધર્મે યુક્ત એક વસ્તુ તેને તેના જુદા જુદા ધર્મને યોગે કરીને અનેક શિક્ષણ લેવા રૂપ, લોકોની વિચિત્ર રીતિઓ, તથા ક્રિયાઓ જોવા રૂપ, સારાસારના પૃથક્કરણરૂપ અને વિદ્યારૂપી વહાણથીજ તરવા યોગ્યપણા રૂપ વિષયોના ભેદથી *કૉલેજ રૂપે, ખેલ રૂપે, સંચા રૂપે અને સમુદ્ર રૂપે વર્ણવવામાં આવી તેથી એ ઉલ્લેખાલંકાર, અને એ રૂપક સહિત હોવાથી રૂપક સાથેનો ઉલ્લેખાલંકાર.

દૃષ્ટાન્ત ૪ થું.

વસંત આ 'પેન્ટર'* છે તરૂતણો
પ્રપંચી 'ઓફીસર'÷ છે અનંગનો,
પ્રવીણ 'ઇન્સ્પેક્ટર'× ચંદ્રમાતણો
અપૂર્વ છે 'ટીચર'+ કોકિલા તણો.

ભાઇશંકર.

* ચિત્રકાર. ÷ કામદાર. × પોલીસનો ઉપરી + શિક્ષક.

આમાં વસંત જે અનેક ધર્મયુક્ત એક વસ્તુ તેને જૂદા જૂદા ધર્મોને યોગે કરીને ' વૃક્ષોના ચિતરવા રૂપ વિષયમાં ચિતારો છે, કામદેવનો કારભાર ચલાવવાના વિષયમાં પ્રપંચી કામદાર છે, ચંદ્ર તરફથી વિરહીઓને પકડવા તથા દમવાના વિષયમાં પોલીસનો ઉપરી છે અને કોકિલાઓને પંચમનું શિક્ષણ દેવાના વિષયમાં શિક્ષક છે,' એમ વર્ણવી તેથી એ ઉલ્લેખાલંકાર; પણ તેમાં કોઇ રૂપક ન હોવાથી શુદ્ધ ઉલ્લેખાલંકાર.

---

(૮) स्मृत्यलंकार-Reminiscence.

વ્યાખ્યાઃ—એક વસ્તુને જોઈ તેના જેવી અથવા તેની કે તેના જેવીની સાથે સંબંધ ધરાવતી બીજી વસ્તુનું સ્મરણ થાય તે સ્મૃતિ અલંકાર.

દૃષ્ટાન્ત ૧ લું.

ઇન્દુ ગગન પ્રકાશ્યો

જોઈ મુજને સ્મરણ થયું મુખનું;

પણ એ કાંતિ ક્યાં છે !

દૂર, દૂર, શે લાવું સુખ સ્વપ્નું

---

( ૮-૯-૧૦ ) स्यात्स्मृति भ्रान्तिसंदेहैस्तदंकालंकृतित्रयम् ।
स्मृति भ्रान्तिसंदेहैः सादृश्यान्निबध्यमानैः
स्मृति भ्रान्तिमान्संदेह इति स्मृत्यादि
पदांकितमलंकारत्रयं भवति ।

આમાં ઇન્દુને જોઇ તત્સદૃશ મુખની સ્મૃતિ થઇ તેથી એ સ્મૃતિ અલંકાર.

દૃષ્ટાન્ત ૨જુ.

ગગડે ઘને ધારા પડે વીજળી ઝબુકે અભ્રમાં,
ચોબાજુએ અન્ધાર છેને છાઇ સઘળે તરૂઘટા;
ને નગ ઉભો આ સાંભર્યું જાણે મ્હને વૃદ્ધા જતી,
આ નગ ઉપર ફાનસ લઇને હસ્તમાં ગ્રહી લાકડી.

આમાં વીજળી, અભ્ર અને તરૂઘટાને જોઇને તત્સદૃશ કોઇ વૃદ્ધાના હસ્તમાં લાકડી અને ફાનસ ગ્રહીને જવા રૂપ અન્ય વસ્તુનું સ્મરણ થયું તેથી એ સ્મૃતિ અલંકાર.

* * *

દૃષ્ટાન્ત ૩ જુ.

વિરહ દુર્બળ વલ્લભની છબી,
ફુરી ફુરી હરિ પાંડુર મુર્તિથી;
મનડું મન્મથ મિત્ર રહ્યો મથી,
હરિહરિ! ગળી શુદ્ધિ, ઢળી ધૃતિ.

કેશવલાલ.

આમાં હરિ એટલે ચંદ્રની પાંડુર એટલે ફીકી, સફેદ પુણી જેવી મૂર્તિ જોઇ રાધાને વિયોગે દુબળા એવા શ્રીકૃષ્ણના મુખનું સ્મરણ થયું તેથી એ સ્મૃિત અલંકાર.

(૯) भ्रान्त्यलंकार–Mistake.

વ્યાખ્યા: એક વસ્તુને જોઈ તેના જેવી અથવા તેની સાથે સંબંધ રાખતી એવી બીજી વસ્તુની ભ્રાંતિ થાય તે ભ્રાંતિ અલંકાર.

દૃષ્ટાન્ત ૧ લું.

મર્કટ અહીધર ભ્રાંત, ધરીને ઘસતો દોરડું;
ઘસે ધરી ઉર ખન્ત ઉંચુ કરી થકી ઘડી જુએ.

આમાં દોરડામાં મર્કટને અહિધરના મુખની ભ્રાંતિ થઇ એમ વર્ણવ્યુ તેથી ભ્રાંતિ અલંકાર.

દૃષ્ટાન્ત ૨ જું.

પલાશ કેરૂ પુષ્પ જાણીને શુક ચંચુમાં,
પડે ભ્રમરને શુક, જામ્બુ ફળ જાણી ગ્રહે.

આમાં શુક ચંચુમાં પલાશ પુષ્પની, અને ભ્રમરમાં જામ્બુ-જાંબુડાના ફળની ભ્રાંતિ વર્ણવી તેથી ભ્રાંતિ અલંકાર.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

સૂચક સુરથી પૂરીપૂરી મુરલી
પિયુ તન નામ જ ગાવે,
રજ તુજ પગની ગણી મારગની
ધૂળ ઉડંતી વધાવે;

યમુના તીરે ભારી અધીરે
કુંજે કુંજવિહારી.

કેશવલાલ.

આમાં પવનને લીધે ધૂળ ઉડતાં રાધાના આગમનની ભ્રાંતિથી કૃષ્ણને ધૂળને વધાવતા વર્ણવ્યા તેથી એ ભ્રાંતિ અલંકાર.

દૃષ્ટાન્ત ૪ થું.

નિશ્ચે મ્હેં વીજળીને, લઘુમતિ સમજે,
સ્ત્રી ગણી મિત્ર મ્હારા.

પ્રેમાનંદ.

આમાં વિજળીને ભ્રાંતિથી સ્ત્રી ગણી એમ વર્ણવ્યુ તેથી એ ભ્રાંતિ અલંકાર.

---

( ૧૦ ) સન્દેહાલંકાર--Doubt.

વ્યાખ્યાઃ--એકને જોઈ બીજી વસ્તુ યાદ આવે અને બેમાંની એ કયી એવી શંકા ઉપજે એવું જે વર્ણન તે સંદેહાલંકાર.

દૃષ્ટાન્ત ૧ લું.

તારક કેરી જોડ દેહ મંદિરે આ જડી;
કે પછી મોઘાં રત્ન તેનો નિશ્ચય ના થતો.

આમાં નેત્રનું તારકની જોડ છે કે મોવાં રત્ન છે તેનો નિશ્ચય નથી થતો એવું સંદેહાત્મક વર્ણન કરવામાં આવ્યુ તેથી એ સંદેહાલંકાર.

દૃષ્ટાન્ત ૨જું.

પલ ખલ ! ત્હારી જાય, કિંવા ભજ ભગ એમ કહે,
આ તુજ ઘટિકાયંત્ર સ્હેજજ પડે નવ કંઈ મ્હને.

આમાં ઘટિકાયંત્ર 'પલ ખલ ત્હારી જાય' અથવા 'ભજ ભગ' એટલે ભગવાનને ભજ એ બેમાંનું શું કહે છે તેનો નિશ્ચય ન થયો તેથી એ સંદેહાલંકાર.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

ઉગે અમ્બિનિધિ કિરણ પ્રગટયાં, કળા થઇ પ્રકાશ,
જ્યોતે જ્યોતથી સ્થંભ પ્રગટયો શું એથી શંભ્યો આકાશ ?
કામિનીનો પરિમળ બ્હેકે, કળા શોભે લક્ષ,
શકે ધરાધર વાસ લેવા વ્હડયો ચંદન વૃક્ષ.

પ્રેમાનંદ.

આમાં કામિનીના પરિમળનું લક્ષકળા શોભે છે કે ચંદનવૃક્ષે ધરાધર એટલે નાગ વાસ લેવા વ્હડયો છે ? એવું સંદેહાત્મક વર્ણન કરવામાં આવ્યું તેથી એ સંદેહાલંકાર.

દૃષ્ટાન્ત ૪ થું.

વેલી કે અલબેલી,
હેલી મળી વને જુઓ વેલી.
ઉરજ કુસુમ અંકુરિત.
અબળા કે એ શકે હશે વેલી!

પ્રેમાનંદ.

હેલી એટલે સખી અને મેળી એટલે મળીને જુઓ કે એ તે વેલી છે કે સ્રી છે? તેમજ પેલાં અંકુરિત એટલે રૂવાંટાં રૂપી અંકુરવાળાં ઉરજ એટલે સ્તન છે કે કેસૂર રૂપી અંકુરવાળાં ફુલ છે? એમ સંદેહાત્મક વર્ણન કર્યું તેથી સંદેહાલંકાર.

દૃષ્ટાન્ત ૫ મું.

નોચે નોચે નવાંગી ગગન તડિત એ.
શુદ્ધ શૃંગાર સાર્યા;
શંકા છે સ્વલ્પ એમાં વચન શર મને,
વિઘ્ને કેમ માર્યા?

પ્રેમાનંદ.

આમાં એ નવાંગી નથી પણ વિજળી છે એમ કહી પાછું શુદ્ધ શૃંગાર સાર્યા છે એટલે અને વિજળી હોય તો બોલે નહિ માટે વિજળી નહિ હોય એમ કહી સ્રી છે કે વીજળી એ સમજાતું નથી એમ સંદેહાત્મક વર્ણન કર્યું તેથી સંદેહાલંકાર.

(११) अपन्हुत्यलंकार–Concealment.

વ્યાખ્યાઃ અન્ય પદાર્થના આરોપ માટે કોઈ પદાર્થનો ધર્મ નિષેધ કરી કરેલુ વર્ણન તે અપન્હુતિ અલંકાર. અપન્હુતિ અલંકારના અન્ય ભેદોથી વિશુદ્ધ હોવાથી આને સાધારણતઃ શુદ્ધાપન્હુતિજ કહે છે.

દૃષ્ટાન્ત ૧ લુ.

આ સૌ તારક ન્હોય, કિન્તુ પ્રિય સખી એ બધાં,
હેમ હર્મ્યનાં રત્ન, સુરગંગાને કાંઠડે.

આમાં રત્નનો આરોપ કરવા માટે તારાના તારકત્વ ધર્મનો નિષેધ વર્ણવવામાં આવ્યો તેથી એ શુદ્ધાપન્હુતિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

ના ના ના શર નોય પ્રાવૃષ લહી, પીયૂષ બીંદુ ભરી,
વાણી રૂપ કુસુમ નામી વીજળી, આકાશમાં સંચરી;
નિશ્ચે એ મનથી કદી નવ ફરે, ત્યારે હું યાચા કરૂં
જો ગર્જે ઘન તો લહુ તડિતને, અંધત્વ મારૂં હરૂં.

પ્રેમાનંદ.

આમાં પ્રાટ્ય એટલે વર્ષાઋતુનો આરોપ કરવા સારૂ (વચનમાં) શરદનો નિષેધ કરવામાં આવ્યો તેથી એ શુદ્ધાપન્હુતિ.

---

(११) शुद्धापन्हुतिरन्यस्यारोपार्थो धर्मनिन्हवः ।

## હેત્વપન્હુતિ.

વ્યાખ્યાઃ શુદ્ધાપન્હુતિ જો યુક્તિપૂર્વક—હેતુપૂર્વક હોય તો
તે હેત્વપન્હુતિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

નહિ નહિ આતો ચન્દ્ર, કલંક કૈં તેમાં નથી;
તેમ દિવાકર ન્હોય, અમી ભર્યું એમાં વળી.
સુધાતણો આગાર, ચન્દ્ર સુધા ખાલી થતાં,
લેતો તે આ તુજ, ખરે સહચરી! મુખડુ.

આ મુખના વર્ણનમાં અકલંક હોવાથી ચન્દ્રત્વનો અને અમી હોવાથી દિવાકરત્વનો હેતુપૂર્વક નિષેધ વર્ણવ્યો તેથી એ હેત્વપન્હુતિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ

શત શૉલા મંદર તણી લાગી શશીને ભાલ,
મંથન સમયે, મુર્ખ કહે શશક હરિણ, ભ્રમજાળ.

૨.

આમાં ચન્દ્રમાં જે કલંક છે તે વાસ્તવિક રીતે કલંક નથી પણ એ તો મંથન સમયે મંદરાચળની કેટલીક શીલાઓ પડી ગઇ હતી તે શશીને વાગી હતી તેનો હજી ડાઘ રહી ગયો છે તે છે

---

(११-२) स एष युक्तिपूर्वश्चेदुच्यते हेत्वपन्हुति।

પણ મુર્ખાઓ તો તેને હરણ છે, સસલુ છે એમ કહે છે એ માત્ર ભ્રમજાળ છે, એ રીતે ચન્દ્રમાં કલંકત્વનો હેતુપૂર્વક નિષેધ વર્ણવ્યો તેથી એ હેત્વપન્હુતિ.

---

## પર્યસ્તાપન્હુતિ.

વ્યાખ્યાઃ—એક વસ્તુમાં રહેલા ધર્મનો અન્ય વસ્તુમાં આરોપ કરવા સારૂ કરેલું નિષેધ વર્ણન તે પર્યસ્તાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

માનસ સરના હંસ, ભૂલ્યો, કમળ એ નહિ શુચિ,
મહિ મથન સમ પેખ, કરકમળ આ છે રૂડુ.

આમાં કમળત્વનો કરને વિષે આરોપ કરવાને માટે કમળમાં તેનો નિષેધ કરવામાં આવ્યો તેથી એ પર્યસ્તાપન્હુતિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

નથી હળાહળ વિષ, વિષ રમા,
જન જણાય એ વાતે ભૂલ્યા;
વિષ પી સુખે જાગે ત્રિપુરાર,
રમા અડ્યે ઉંઘે મોરાર.

૨.

---

( ११-३ ) अन्यत्र तस्यारोपार्थः पर्यस्तापन्हुतिस्तु सः ।

આમાં વિષત્વનો રમા ને વિષે આરોપ કરવાને માટે વિષમાં તેનો નિષેધ–વિષ એ વિષ નથી કારણ કે વિષ પીને તો ત્રિપુરાર જે શંકર સુખે મોજ કરે છે. (ઝેર પીનારને ઘેન–નિદ્રા આવે તેવું કાંઈજ શંકરને નથી થતું) પણ વિષ તો રમાજ છે કારણ કે તેને અડવાથીજ મોરાર જે હરિ તેને ઘેન આવે છે–નિદ્રા આવે છે–એ રીતે વર્ણવ્યો તેથી એ પર્યસ્તાપન્હુતિ.

---

## ભ્રાંતાપન્હુતિ.

વ્યાખ્યાઃ—પ્રકૃત વસ્તુમાં થયેલો સંદેહ ટાળવા યથાર્થ અર્થ આપી કરેલું વર્ણન તે ભ્રાન્તાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૧ લું.

હે કુસુમશર ! નવપીડ આ તો, નથી જટા મુજ કેશ છે.
નથી આ ગરલ કસ્તુરી પણ નહિ ચન્દ્રલેખા કુસુમ એ,
નથી ચોળી મ્હેં કૈં ભસ્મ શરીરે વિરહની એ ધવલતા
હું તો વિરહીણી ! વાળ ત્હારાં શિવ ભ્રાન્તે શર મુકયાં.

આ વિરહીણીની ઉકિત છે, હે કુસુમશર ! શિવની ભ્રાન્તિથી તું કાં મ્હને પીડે છે ? ત્હારાં બાણ છોડયાં છે તે પાછાં વાળી લે–પાછાં ખેંચી લે, કારણ કે હું કાંઈ શિવ નથી. મ્હારે માથે બાંધેલી જટા નથી પણ શીરના વાળનો અંબોડો છે. ગળે ઝેરનો નિલપ્રાય

---

(૧૧–૪) भ्रान्तापन्हुतिरन्यस्य शङ्कायां भ्रान्तिवारणे ।

નથી પણ કસ્તુરી લેપન કર્યું છે તે છે, વળી માથે કાંઇ ચન્દ્રલેખા નથી પણ પુષ્પ છે તેમજ મ્હારે શરીરે કાંઇ ભસ્મ ચોળેલી નથી પણ વિરહજનિત ધવલતા છે–ફીક્કાશ–પાંડુરતા છે. આમ કલ્પિત ભ્રાંતિનું નિવારણ કરી યથાર્થ અર્થનું કથન કર્યું તેથી એ ભ્રાંતાપન્હુતિ *

દૃષ્ટાન્ત ૨જુ.

થાય તાપ અંગે અતિ થાય વળી રોમાંચ,
'સખીરી ! જ્વર આવ્યો ત્હને ?'
નહિ એ સ્મરવૃતાન્ત.

આમાં તાપ કરે છે એ સ્મરવૃતાન્તનું કથન કર્યું પણ જ્વરનો પણ એ સાધારણ ધર્મ હોઇ સખીએ પુછ્યું કે જ્વર આવ્યો કે શું તેનું યથાર્થ વાત જે સ્મરવૃતાન્ત તે કહી સખીની ભ્રાન્તિનું નિવારણ કર્યું તેથી ભ્રાન્તાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૩ જુ.

જેનું કર્યું પાણિ-ગ્રહણ તે કેમ ક્યાં ખોઇ ગઇ,
છાયારૂપે મુજપાસ રહે તે ત્યાગી મુજને ક્યાં ગઇ

* કુવલયાનંદકાર લખે છે કે दण्डी त्वत्र तत्वाख्यानो-पमेत्युपमाभेदं मेने। यदाह–न पद्मं मुखमेवेदं न भृंगौ चक्षुषी इमे। इति विस्पष्टस।दृश्यात्तत्वाख्यानोपमा मता। એટલે કે દણ્ડી. આને તત્વાખ્યાનોપમા નામનો ઉપમાનો એક ભેદજ માને છે તેનું બીજુ દૃષ્ટાન્ત એ એમ આપે છે કે 'આ પદ્મ નથી પણ' મુખ છે. આ ભૃંગો-ભ્રમરાઓ નથી પણ ચક્ષુ એટલે આંખોજ છે.

હું જાઉં જ્યાંત્યાં આવતી, વળી જે મ્હને હતી દોરતી
શું વૃદ્ધા આપ પ્રિયા ગઈ? નહિ બાપુ, મ્હારી લાકડી ×

આમાં પ્રકૃતવસ્તુજે લાકડી તેને વિષે વાત થતાં સાંભળનારને ભ્રાંતિ થઇ કે શું આપની પ્રિયા? તેનું યથાર્થ વસ્તુ જે લાકડી તે કહી સમાધાન કર્યું તેથી–ભ્રાન્તાપન્હુતિ.

* * *

દૃષ્ટાન્ત ૪ થું.

કંપે ગાત્ર વિવર્ણતા વળી ધરે રોમાવાળી નીકળે
કાયા તે અકડાઇ જાય અતિશે આંખોથી આંસુ પડે
શું કોઇ નરને વિલોકી ઉપજ્યા સાત્વિકભાવો ત્હને
નારે આ રૂતુના પ્રભાવથી થઇ એવી અવસ્થા મને

ભાઇશંકર.

આમાં કોઇ નરને જોઇ ત્હને સાત્વિક ભાવો ઉપજ્યા કે શું? એ શંકાનું યથાસ્થિત વાત કહી નિવારણ કરવામાં આવ્યું તેથી એ ભ્રાન્તાપન્હુતિ.

---

× સુન્દરી સુબોધના ઑગસ્ટ ૧૯૧૬ ના અંકમાં મ્હારા તખલ્લુસથી બ્હાર પડયું હતું તેમજ રા. છગનલાલ હ. પંડયાએ હાસ્યજનક વાર્તા લામાં એક સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ જણાવવા ફુટનોટમાં આપ્યું છે.

## છેકાપન્હુતિ.

વ્યાખ્યા: બીજાની શંકાથી સત્ય પદાર્થ યુક્તિ પુરઃસર
છુપાવી કરેલુ વર્ણન તે છેકાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

વસ્ત્રો કરે વિશ્લથ સખી! રોમાંચ સ્તનપર અસુપરે
ને કર્ણમાં આહ્લાદકારક શાન્તસ્વર પડઘા પડે;
પરિતૃપ્ત નાસા ગંધથી—
'કો નાગરિક મળ્યો અલી?'
ના ના વસન્તસમીરની આ ધૂર્તતા સઘળી સખી.*

આમાં સખીને પોતાની નાગરિક સાથના વિહારની વાત કરતાં વચમાંજ અન્ય સ્ત્રીએ એ વાત સાંભળી પૂછ્યું કે 'શું નાગરિક મળ્યો'? તેનું સત્ય પદાર્થ જે નાગરિક તેના ગોપનં અર્થે યુક્તિપુરઃસર લક્ષણોના સામ્યે કરીને 'વસન્ત સમીરની ધૂર્તતા' એમ જણાવ્યું તેથી એ છેકાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૨ જુ.

ગાળી આખી વિભાવરી પ્રિયસખા! આનંદ લીધો રીઝી,
રાખી પાસ સુવાસ કંઈ કૃશ થતાં તેને પ્રભાતે ત્યજી,
'શું કો માનવતી પ્રિયાની કરી આ નાથે દશા ભોગવી?'
ના ના ન્હોય પ્રિયા, સખા! કહી તને તે તો કુસુમાવળી ×

---

(૧૧–૬) छेकापन्हुतिरन्यस्य शंकातस्तथ्यनिन्हवे ।

* 'સાહિત્ય' ડીસેમ્બર ૧૯૨૧ માં પ્રકટ થયું.

× 'સાહિત્ય' ડીસેમ્બર ૧૯૨૦ માં પ્રકટ થયું.

આમાં મિત્રને પોતાના વિશ્વાસની વાત કરતાં વચમાંજ બીજાએ 'શું કે। માનવતી પ્રિયા ?' એમ પુછ્યુ તેનો સત્ય પદાર્થ જે માનવતી પ્રિયા તેનું ગોપન કરીને, યુક્તિ પુરઃસર, લક્ષણોના સામ્યે કરીને 'ના, ના, કુસુમાવળી' એમ જવાબ આપ્યો તેથી એ છેકાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૩ જુ.

આવે ભારી છટાથી મનમુદ બનતું વેશ શો રમ્ય ભાસે,
ફોરે અંગે સુગંધિ શીકર નવલાં સ્નેહનાં સિંચતી એ;
આવે જોને નમંતી પીનપયધરથી ! ઉર ને પ્રાણુ ભીંજ્યાં
'બાળી નારી નવોઢા ?' નહિ નહિ કહી આ તો સખે ! રમ્યવર્ષા *

આમાં પણુ મિત્ર પ્રતિ પોતાની પ્રિયતમાને આવતી જોઇ ઉપજેલા વિચારનું તેમજ થયેલી સ્થીતિનું વર્ણુન કરતાં બીજાએ વચમાંજ 'બાળી નારી નવોઢા ?' એ પ્રશ્ન પૂછયો એટલે તેનો નવોઢા જે સત્ય પદાર્થ તેનું યુક્તિ પુરઃસર ગોપન કરી લક્ષણોના સામ્યે કરીને 'નારે, વર્ષા ' એમ જવાબ આપ્યો તેથી એ છેકાપન્હુતિ

દૃષ્ટાન્ત ૪ થુ.

કરતા અધરક્ષત દુઃખ દીએ જૂઠાં તનુ અમ થરથરે,
તેતો જુએ નહિ હૃદય નિર્દય રે હણે અમ ઉરને.
બાળે નહિ રોમાંચ શું ? શે આમ અતિશે પીડતા ?
'પ્રિયતમ અલિ સખી ?' બ્હેન ! ના હેમન્તઋતુના વાયરા +

* 'સાહિત્ય' ડીસેમ્બર ૧૯૨૦ માં પ્રકટ થયું. અપન્હુતિના બીજા ભેદો કરતાં છેકાપન્હુતિ લોકાદરને પાત્ર વધુ નીવડી છે.

+ 'સાહિત્ય' ડીસેમ્બર ૧૯૨૧ માં પ્રકટ થયું.

આમાં સખીને પોતાના વિલાસનું વૃતાંત અન્ય સ્ત્રીએ 'શું પ્રિયતમ?' એ પૂછતાં સત્ય પદાર્થ જે પ્રિયતમ તેનું યુક્તિ પુરઃસર ગોપન કરી કાર્યોના સામ્યે કરીને 'હેમન્ત ઋતુના વાયરા' એમ જણાવ્યું તેથી એ છેકાપન્હુતિ.

* * *

દૃષ્ટાન્ત ૫ મું.

દેવિ! કરજ ને કન્યા કલંકિત સદા ભણું;
યથાર્થ વદવુ મ્હારે, ગમે તેમ તમે ગણ્યું!

પ્રેમાનંદ.

આમાં શ્રીકૃષ્ણ અને શ્રીદામો વાત કરે છે તેમાં કૃષ્ણ બોલતા હતા કે 'કરજ ને કન્યા કરગરે મળે નહિ' પણ 'કરજ ને કન્યા' એટલું બોલતાં બોલતાંમાં તો દેવિ રૂક્મિણી પધારે છે અને 'કરજ ને કન્યા શું? પુરૂ કરો કે 'કરગરે મળે નહિ' ત્યારે શ્રીકૃષ્ણ સત્ય વાત જે 'કરજને કન્યા કરગરે મળે નહિ' તેનું યુક્તિથી ગોપન કરી 'કલંકિત સદા ભણું' એમ વર્ણવે છે તેથી એ છેકાપન્હુતિ.

---

## કૈતવાપન્હુતિ.

વ્યાખ્યા:—વ્યાજાદિ પદથી કોઇ વસ્તુના ધર્મ નિષેધનું વર્ણન તે કૈતવાપન્હુતિ.

દૃષ્ટાન્ત ૧ લું.

છૂટે છે કામનાં બાણ, કાન્તા દૃક્‌પાત ને મિષે,
અને લાગે ભરાયો તે પ્રિય મિત્ર! અતિ રીસે.

( ૧૧-૬ ) कैतवापन्हुतिर्व्यक्तौ व्याजाद्यैर्निन्हुतेः पदैः ।

આમાં 'મિષે' એ શબ્દે કરીને કરીને કાન્તાના કટાક્ષત્વ ધર્મનો નિષેધ વર્ણવ્યો તેથી એ કૈતવાપન્હુતિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

વનમાં તપન થકી પીડયાં, તરૂ માગે સૌ વાર,
નિજ દવાગ્નિ શિખા મિષે પ્રસારી જીહ્વા સાર.

૨.

આમાં 'મિષે' એ શબ્દે કરીને દવાગ્નિ શિખાના દાવાનલત્વ ધર્મનો નિષેધ વર્ણવ્યો તેથી એ કૈતવાપન્હુતિ.

---

( ૧૨ ) उत्प्रेक्षालंकार-The Poetical Fancy.

વ્યાખ્યા:-વસ્તુ, હેતુ અને ફલ રૂપે જે સંભાવના તે ઉત્પ્રેક્ષા. તેના ત્રણ પ્રકાર છે. વસ્તુત્પ્રેક્ષા કે સ્વરૂપોત્પ્રેક્ષા, હેતૂત્પ્રેક્ષા અને ફલોત્પ્રેક્ષા એ દરેકના બબ્બે ભેદ છે પહેલાના ઉક્ત અને અનુક્ત અને બીજા બેના સિદ્ધ અને અસિદ્ધ તેમજ ( ઉત્પ્રેક્ષા, ઉત્પ્રેક્ષાવાચક શબ્દોના અભાવે પણ હોય તો ) ગમ્યોત્પ્રેક્ષા.

## સ્વરૂપોત્પ્રેક્ષા કે વસ્તૂત્પ્રેક્ષા.

વ્યાખ્યા:-કોઇ વસ્તુમાં કોઈ પણ નિમિત્તે સંભાવના કરી કરેલુ રૂપ વર્ણન તે સ્વરૂપોત્પ્રેક્ષા કે વસ્તૂત્પ્રેક્ષા.

## ઉક્તવિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

વ્યાખ્યાઃ—કોઈ વસ્તુમાં કોઇ પણ નિમિત્ત વડે સંભાવના કરી કરેલું યથાસ્થિત રૂપ વર્ણન તે ઉક્ત-વિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧ લું.

બાલેન્દુવત્ વક્ર વળી નવીન,
પલાશની સ્હેજ થયેલ રક્ત;
જાણે વસન્તેજ કર્યો વિલાસે,
નખક્ષતો અદ્ય વનસ્થલીને.

આમાં પલાશકુસુમ-કેસુડાના ફુલમાં વક્રત્વ • તેમજ રક્તત્વના સંબંધરૂપ નિમિત્ત વડે હમણાં કરેલા—નખક્ષતના તાદાત્મ્યની સંભાવના કરી યથાસ્થિત રૂપ વર્ણન કરવામાં આવ્યું તેથી એ ઉક્ત વિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૨ જું.

મખનો ધૂમ ચ્હડયો આ,
નભમાં બનીને દિગન્ત વિહારી;
આંધી કે વર્ષાભ્રે,

---

( ૧૨ ) संभावनास्यादुत्प्रेक्षा वस्तुहेतुफलात्मना ।
उक्तानुक्तास्पदाद्यात्र ,सिद्धऽसिद्धास्पदे परे ॥-

છાયુ આ ઘન જળ સ્થળ ઉપર વળી.

આમાં ધુમાડો સઘળે છવાઇ રહે છે એ નિમિત્ત વડે તેમાં આંધી કે વર્ષાભ્રની સંભાવના કરી તે વખતનું ( ધુમ્ર છવાવારૂપ ) યથાસ્થિત રૂપ વર્ણન કર્યું તેથી ઉક્ત વિષયા સ્તરૂપોત્પ્રેક્ષા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

મરકતના પટમાં મનમથના
જયનો લેખજ જાણે;
કનકે રેખ્યો હોય તણે ત્યમ,
નખ ઓવાને વાને
જાઓ પ્રીતમ ! જાઓ જીવણ !
જાણ્યાં, જૂઠ જવા દો.

કેશવલાલ.

આમાં નખક્ષતે કૃષ્ણના વર્ણની કાળાશ અને તેની રતાશ સાથની પીળાશના નિમિત્તે કરીને મરકત મણિના પટ ઉપર સુવર્ણથી લખેલા સ્મરવિજયના કીર્તિલેખના તાદાત્મ્યની સંભાવના કરી યથાસ્થિત રૂપવર્ણન કરવામાં આવ્યું તેથી એ ઉક્તવિષયા સ્વરૂપોત્પેક્ષા.

દૃષ્ટાન્ત ૪ થું.

શ્વાસ ઉન્હા મુખથી મસ મૂકે
મદનાનળની ધમણ જયમ ફૂંકે,
તન્વી તે તમ વિરહે પ્રીતમ !

કેશવલાલ.

આમાં શ્વાસ ઘણા જોરથી તેમજ અવાજ સાથે ચાલે છે એ નિમિત વડે તેમાં મદનાનળ–કામદેવના અગ્નિની ધમણની સંભાવના કરી વિરહાવસ્થાનું યથાસ્થિત વર્ણન કર્યું તેથી એ પણ ઉક્તવિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

---

## અનુક્તવિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

વ્યાખ્યાઃ—કોઈ વસ્તુમાં કોઇ પણ નિમિત્તે સંભાવના કરી કરેલું સાધારણ (યથાસ્થિત નહિ એવું)વર્ણન તે અનુક્તવિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧લું.

દિગ્ સુંદરીને શશી આ,
અનુલેપે છે અમીસ્રવિત કરથી
નિજ તરંગ સુઅગ્રે
ફીણ સમુ ચન્દન ઘસતો જેહ નીધિ.

આમાં સમુદ્ર કાંઠે ફીણ ચન્દનના એકઠા થવા રૂપ તેમજ દિશાઓને ધવલ કરવા રૂપ નિમિત્તોએ કરીને ફીણ ચન્દનના પ્રેરણ અને કિરણોના પ્રસારણમાં ઘસવાની અને અનુલેપવાની સંભાવના કરી પણ ફીણ ચન્દનનું પ્રેરણ તથા કિરણોનું પ્રસારણ યથાસ્થિત ન વર્ણવાયાથી એ અનુક્તવિષયા સ્વરૂપોત્પ્રેક્ષા.

* * *

દૃષ્ટાન્ત ૨૭મું.

જાણીને ક્ષય રોગિ વારસપણું દીધું ન રત્નાકરે,
ને જે છે પરણ્યો સતાવિશ વળી નારી જતાં આખરે,
તે ભૂખે મરતો શશી કર કરી લાંબા ભિખે છે ખરે,
ઘેર ઘેર નિશા વિષે ફરી ફરી લજ્જા થતાં વાસરે,

ભાઈશંકર.

આમાં ચન્દ્રમાના ઘેર ઘેર લાંબા કર દેખાય છે–સર્વ સ્થળે કિરણો પ્રસરે છે એ નિમિત્તે કરીને તેના ખગોલભ્રમણમાં ભીખ માગવા માટે ફરવા નીકળવ ની સંભાવના કરી પણ ખગોલભ્રમણનું યથાસ્થિત વર્ણન ન કરવામાં આવ્યાથી તેમજ વિષય જે ખગોલભ્રમણ તેનું ગ્રહણ પણ ન કરવામાં આવ્યાથી એ અનુક્તવિષયા સ્વરૂપોત્પ્રેક્ષા કહેવાય.

---

## હેતૂત્પ્રેક્ષા.

વ્યાખ્યા:—હેતુ ન હોવા છતાં હેતુ હોય એવી સંભાવના કરી કરેલુ વર્ણન તે હેતૂત્પ્રેક્ષા.

## સિદ્ધવિષયા હેતૂત્પ્રેક્ષા.

વ્યાખ્યા:—હેતુની સંભાવનામાં કંઇક નૈસર્ગિકત્વ હોય તો સિદ્ધવિષયા હેતૂત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧ લું.

**મેંદીથી રંગ્યા શી.**
**મહિમથન શી હથેલી આ ત્હારી.**
**કોમળ રક્ત શું થઇ એ.**
**પુષ્પગુમ્ફનનો શ્રમ કરવાથી.**

આમાં મહિમથન જેવી હાથેળી સ્વાભાવિકજ રક્ત છે તેનો કાંઇ પુષ્પગુમ્ફન એ હેતુ નથી છતાં તે હેતુ હોય એવી સંભાવના કરી તેથી એ હેતૂત્પ્રેક્ષા પણ પુષ્પગુમ્ફનથીએ રક્તિમા આવે ખરી એટલે એ નૈર્ગિકપણાને યોગે કરીને એ સિધ્ધવિષયા હેતૂત્પ્રેક્ષા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

લક્ષ્મીજીના કુચનું કુંકુમ અંક લેતે.
લાગેલુ ઉર હરિને રતિ કેલિએં તે
પ્રસ્વેદથી પ્રસરી આંતર રાગ જાણે
દર્શંત બ્હાર અર્પો પરસૌખ્ય સૌને.

**કેશવલાલ.**

આમાં વિષ્ણુનું ઉર સ્વભાવિકજ રક્ત છે તેમાં વળી અંક એટલે આલિંગન કરતી વખતે લક્ષ્મીજીએ કુચ ઉપર ચર્ચેલ કુંકુમ લાગવાથી વધુ રક્ત થયુ હોય તેનો કાંઇ આંતરરાગ દર્શાવવાનો હેતુ નથી છતાં હેતુ હોય એવી સંભાવના કરી તેથી એ હેતૂત્પ્રેક્ષા પણ આંતરરાગથી યે ઉરે રક્તિમા આવે ખરી, એટલે એ નૈસર્ગિકત્વને યોગે કરીને એ સિદ્ધ વિષયા હેતૂત્પ્રેક્ષા.

## અસિદ્ધવિષયાહેતૂત્પ્રેક્ષા.

વ્યાખ્યાઃ—હેતુની સંભાવનામાં કાલ્પનિકત્વ હોય તો, અસિદ્ધ વિષયાહેતૂત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧ લું.

> ત્હારૂં કૂજન સુણીને
> કોયલ કાળી થઈ ગઈ મહિલા;
> દંતકળી તુજ દેખી
> દાડિમ પણ ઇર્ષ્યાથી ફાટ્યું આ.

આમાં કોયલ સ્વાભાવિકજ કાળી છે તેનો કાંઇ કામિનીનું સુંદર કૂજન સુણવા રૂપ હેતુ નથી છતાં તે હેતુ હોય એવી સંભાવના કરી તેથી એ હેતૂત્પ્રેક્ષા; પણ એ કાલ્પિક હોવાથી એ અસિદ્ધ વિષયાહેતૂત્પ્રેક્ષા. દાડિમનું પણ તેમજ સમજવું.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

> નીલાંબર રૂપે વપુએ રહી વળગી,
> યમુના શું ભયવિહ્વળ હળથી ?
> જય કેશવ હળધર રૂપ !
> જય જગદીશ હરે !

કેશવલાલ.

આમાં નીલાંબરરૂપે યમુના હળધરને વળગી રહી છે તેનો કાંઈ ભયવિહ્‌વળતા એ હેતુ નથી છતાં તે હેતુ હોય એવી સંભાવના કરી તેથી તેમજ એ હેતુ કાલ્પનિક હોવાથી એ અસિદ્ધ વિષયાહેતૂત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૩ જું.

જાજે ત્યાંથી, કનખલ જહાં શૈલરાજેથી આવી.
વ્હે છે ગંગા, સગરસુતના સ્વર્ગના માર્ગ જેવી;
જાણે કાઢે હસી ફીણ વડે, ગૌરીની ભ્રૂ ચઢેલી,
વિચિહસ્તે ધરી શશીકલા શંભુના કેશ ઝાલી.

કિલાભાઇ.

આમાં ગંગાનાં ફીણ સ્વભાવતઃ શ્વેત છે તે કાંઇ ગૌરીની ચઢેલી ભ્રમરને હસી કાઢવા માટે શ્વેત થયાં નથી, છતાં તેમાં હસી કાઢવા રૂપ હેતુની સંભાવના કરવામાં આવી તેથી અને એ હેતુ કાલ્પનિક હોવાથી એ અસિદ્ધ વિષયાહેતૂત્પ્રેક્ષા. ‘ શંભુની જટા જેવા બરફના શિખરમાંથી ગંગાનો પ્રવાહ નીચે પડે છે, ત્યાં ફીણ સિવાય બીજુ કાંઇ પણ દેખાતું નથી. આથી ગંગા જાણે ફીણ રૂપી ધવલ હાસ્યથી, શંભુના પોતાના ઉપરના અત્યંત પ્રેમથી, પોતાની સપત્ની ગૌરીની ચડેલી ભ્રમરને જાણે હસી કાઢતી હોય અને તરંગ રૂપી હાથથી શંભુની જટામાંના ચંદ્રને વિનોદમાં પકડી, ગૌરીને ઇર્ષ્યા કરાવતી હોય તેવી દેખાય છે. ભગીરથ રાજાએ ગંગાને પૃથ્વી પર આણી ત્યારે ગંગાના ધોધનો ભાર પૃથ્વી ઝીલી નહિ શકે એવા ભયથી શંકરે તેને પોતાની જટામાં ઝીલી લઇ ત્યાંથી પૃથ્વીપર વહેતી કરી એ પુરાણ કથા બહુ પ્રસિદ્ધ છે.’

## ફલોત્પ્રેક્ષા.

વ્યાખ્યા:—ફળ ન હોવા છતાં ફળ હોય એવી સંભાવના કરી કરેલું વર્ણન તે ફલોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧ લું.

જે જે તમ રૂપી ચોર છુપેલો ગૃહમાં કંઇ,
કર મારે કરી રીસ રક્ત ભાનુ થઈ તેહને.

આમાં સૂર્યનાં કિરણો સ્વભાવતઃ લાંબાં છે તેને તમ એટલે અંધકાર રૂપી ચોરને મારવા સારૂ લાંબાં કર્યાં ન હોવા છતાં મારવા રૂપ ફળની તેમાં સંભાવના કરી તેથી તેમજ કિરણોથી અંધકારનો નાશ થાય છે એ નૈસર્ગિકત્વને યોગે કરીને એ સિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

જે જે તમ રૂપી ચોર છુપેલો ઝાડીમાં દીસે,
તેને લાંબે કરે ઝલી મારે છે ચંદ્રમા રીસે.

ભાઈશંકર.

આમાં ચંદ્રનાં કિરણો મૂળથીજ લાંબાં છે, કાંઇ ઝાડીમાં છૂપેલા અંધકાર રૂપ ચોરને મારવા સારૂ લાંબાં નથી કર્યાં છતાં તેમાં અંધકાર રૂપ ચોરને હણવા રૂપ ફળની સંભાવના કરવામાં આવી તેથી અને તેમાં નૈસર્ગિકત્વ હોવાથી એ સિદ્ધ વિષય ફલોત્પ્રેક્ષા ગણાય.

## અસિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા.

વ્યાખ્યાઃ ફળની સંભાવનામાં કાલ્પનિકત્વ હોય તો
અસિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧ લું.

વહ્યો મન્થન કાળેય છુપાવ્યાં નીધિએ દીસે,
રત્નો તે લેઇ લેવાને લાંબા કર કરે રીસે.

આમાં ચન્દ્ર કિરણો સ્વભાવતઃ લાંબાં છે તે કાંઇ રત્નો લેઇ લેવા સારૂ લાંબાં નથી કર્યાં, છતાં તેમાં રત્ન લેઇ લેવા રૂપ ફળની સંભાવના કરવામાં આવી તેથી તેમજ રત્ન લેવા રૂપ ફળ કાલ્પનિક હોવાથી એ અસિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું, ૩ જું.

એવે કુમાર્ગ ભજતાં કરી જે કલંક
લાગેલ, તે ફિટવવા ફરતો મયંક,
કાલિંદીપાન કરવા અરથે પ્રકાશ્યો
પ્રાચી મુખે કુટિલ ચંદન ચાંદલા શો.

કેશવલાલ.

આમાં ચન્દ્ર બધે ઉગે છે તેમ વૃંદાવનમાં પણ ઉગ્યો તે કાંઇ કાલિંદી એટલે જમનાજીના જળના પાનાર્થે ઉગ્યો નથી છતાં તેમાં જમનાના જળના પાન રૂપ ફળની સંભાવના કરવામાં આવી તેથી

તેમજ એ ફળ કાલ્પનિક હોવાથી અસિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા. તેમજ ચન્દ્ર પૃથિવી પરિક્રમણ કરે છે તે કાંઇ પાપ રૂપ કલંક મટાડવા માટે નથી છતાં તેમાં પાપરૂપ કલંક જે બ્રહસ્પતિની પત્ની, તારા સાથના નિષિદ્ધ સંબંધથી તેના કપાળે લાગુ થયુ છે તે મટાડવા રૂપ ફળની સંભાવના કરવામાં આવી તેથી તેમજ એ ફળ કાલ્પનિક હોવાથી એ અસિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૪ થુ.

> નિહાળંતાં નેને તવ નવલકુંજે પિયુજીને.
> અપાંગો ઓળંગી શ્રવણપુટ વીંધંત વધીને,
> રસીલી રાધાનાં મદનમદઘેલાં નયન બે.
> પ્રમોદાશ્રુ રૂપે શ્રમજળ તણાં બિંદુ જ ઝરે.

કેશવલાલ.

આમાં નેત્ર જે મૂળથીજ અણિયાળાં હોઇ તે કાંઇ શ્રવણપુટ વિંધવા માટે અણિયાળાં નથી થયાં ( નેત્ર અણિઅગ્રે શ્રવણ વીંધ્યાં સોય થઇ નિમિડિઆં–પ્રેમાનંદ ) છતાં શ્રવણપુટ વિંધવા રૂપ ફલની તેમાં સંભાવના કરવામાં આવી તેથી અને શ્રવણપુટ વિંધવા રૂપ ફલ કાલ્પનિક હોવાથી એ અસિદ્ધ વિષયા ફલોત્પ્રેક્ષા.

---

## ગમ્યોત્પ્રેક્ષા.

વ્યાખ્યા: 'જાણે' ઇત્યાદિક ઉત્પ્રેક્ષા વાચક શબ્દોનો અભાવ હોવા છતાં જે ઉત્પ્રેક્ષા હોય તે ગમ્યોત્પ્રેક્ષા.

દૃષ્ટાન્ત ૧ લું.

છે અંગમાં પ્રિય વિયોગ તણોજ વન્હિ,
સંરક્ષવા શશીમુખી નિજકાન્ત તેથી;
જે છે હૃદસ્થ, વહવા દઈ અશ્રુવાર-
ધારાથી ઉષ્ણ અભિસિંચતી હૃત્પ્રદેશ.

આમાં 'જાણે' ઇત્યાદિ ઉત્પ્રેક્ષા વાચક શબ્દનો અભાવ હોવા છતાં કામિનીનાં આંસુ જે વિરહજનિત છે તે કાંઇ વિયોગના વન્હિથી હૃદયે રહેલા પતિના-હૃદયમાં સૂક્ષ્મ સ્વરૂપે વાસ કરી રહેલા સ્વામીનાથના સંરક્ષણાર્થે નથી છતાં તેમાં સંરક્ષણની સંભાવના કરવામાં આવી, તેથી એ ગમ્યોત્પ્રેક્ષા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

અગણગણ મદનતણા ગણું બાણુથી
રક્ષા સારૂં તમારી,
સજળ કમળદળ કવચ વિપુલ ઉર
વિધુર રહે વિસ્તારી.
નાથ ! સનાથ બિચારી.

કેશવલાલ.

આમાં 'જાણે' ઇત્યાદિ ઉત્પ્રેક્ષા વાચક શબ્દનો અભાવ હોવા છતાં સજળ કમળ દળ જે મદના અગણિત બાણુથી કામિનીની

રક્ષા કરવા માટે નથી છતાં તેમાં સંરક્ષણની સંભાવના કરવામાં આવી તેથી એ ગમ્યોત્પ્રેક્ષા.

---

( १३ ) अतिशयोक्त्यलंकार–Hyperbole.

રૂપકાતિશયોક્તિ.

વ્યાખ્યા:–વિષય એટલે ઉપમેયનું સ્હેજ પણ ઉલ્લેખન કર્યા સિવાય કેવળ વિષયી એટલે ઉપમાનથી જ વિષયનું કરેલું વર્ણન તે રૂપકાતિશયોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

સુંદર વાપી ગગન સુહાય
સુવર્ણ સીડી તે પર ત્યાંય,
ઇન્દ્રનીલ જડીઆ તે માંહ્ય
તે પર શૈલદ્વય દેખાય.

શૈલો ચન્દનથી મઘમઘે
દિવ્ય ભોમ એ નવલી દીસે,
તે પર અમીનીધિ સુંદર સ્હોય,
ધન્યભાગ્ય ! જન જે એ જોય *

આમાં નાભિ, ત્રિવલ્લી, રોમાવલિ, તન અને મુખ એ ઉપમેયનું નામ પણ ન લેતાં વાપી, સીડી, ઇન્દ્રનીલ, શૈલ અને અમીનીધિ એ ઉપમાન વડે અસંભવિત એવું વર્ણન કર્યું તેથી એ રૂપકાતિશયોક્તિ.

---

( १३-१ ) रुपकातिशयोक्तिः स्यान्निगीर्याध्यवसानतः।

* આ નારીના કટિથી ઉર્ધ્વ પ્રદેશનું વર્ણન છે. વાપી રૂપ નાભિને ગણવામાં આવી છે કારણકે ઉંડી નાભિ એ સ્ત્રીઓની કામપ્રિયતા સૂચવે છે તેમજ એક ઇચ્છવા યોગ્ય ઉતમ સ્ત્રી લક્ષણ

દૃષ્ટાન્ત ૨ જું.

વૃંદાતણા વનમાં ઉગીછે એક હેમની વલ્લરી,
વર્ણન કરૂં શું તેહનું મમ બુદ્ધિ સ્પર્શી નવ શકી,
તે લચતી લતિકા ઉપર સ્મરના મનહરણ બે શ્રીફળો,
સુંદર ફળ્યાં, તે શ્રીફળ પર વળી કમળ કો ખીલ્યું અહો,
નવ કમળ રૂપ નિરૂપિત થતું વળી હૃદયપણ મ્હારૂ દ્રવે
તે મનહરણ શુચિકમળ ઉપરે રમ્યમનહર શુક છે
સુન્દર, સુરંગી તેમ તે પર બાલ ખઞ્જન જોડલી
શી દિવ્ય લતિકા આ લચી ના જોડી કોઇ જગે જડી ×

---

છે. नाभि गांभीर्यात् मद्दनातिरेक તેમજ स्निग्धकेशी विशालाक्षी निम्ननाभिः सुमध्यमा। सुमुखी सुप्रभा नारी तां कन्यां वरयेत् बुधः॥ ત્રિવલ્લીને સુવર્ણની સીડી ગણી તેમાં આવેલી રોમાવલિને સીડીમાં જડેલા ઇન્દ્રનીલ મણિઓનું રૂપ આપ્યું છે. સ્તનને શૈલનું રૂપ આપ્યું છે. स्तनयुगलमनर्घं श्रीफलं श्री विडम्बि। ઉન્નત સ્તન એ પણ ઉત્તમ સ્ત્રી લક્ષણ છે. સ્તન ઉપર ચન્દન ચર્ચવાનો પહેલાં રિવાજ હતો તે મુજબ ચન્દનથી શૈલ મલયથી રહ્યા છે એમ વર્ણવ્યું છે અને છેવટે મુખને અમીનીધિ–અમૃતના સાગરરૂપ ચન્દ્રનું રૂપ આપ્યું છે તે પણ અધર અમીના સાગરરૂપ મુખ હોવાથી સાર્થ છે.

---

× આ પણ સુન્દરીના ઉર્ધ્વ પ્રદેશનું વર્ણન છે. સ્તનને શ્રીફળોનું, મુખને કમળનું, નાસિકાને શુકનું અને નેત્રોને બાલ ખઞ્જનની જોડીનું રૂપ આપ્યું છે તે તેમના જૂદા જૂદા ધર્મોએ કરીને સાર્થ છે.

આમાં કામિની, સ્તન, મુખ, નાસિકા તેમજ નેત્રાદિ ઉપમેયનું નામ ન લેતાં હેમની વલ્લરી, શ્રીફળ, કમળાદિ ઉપમાન વડેજ અસંભવિત એવું વર્ણન કરવામાં આવ્યું તેથી એ રૂપકાતિશયોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જુ.

પ્રિય વયસ્ય ! કૌતુક આ પેખ,
તિક્ષ્ણ શરો નીકળતાં દેખ
એ નીલોત્પલથી આ વાર્
વાગે તેના વાગ્યા બાર ! *

૨.

આમાં કટાક્ષ અને નેત્ર જે ઉપમેય તેનું નામ પણ ન લેતાં શર અને નીલોત્પલ એ ઉપમાનથી અસંભવિત એવું વર્ણન કરવામાં આવ્યું તેથી એ રૂપકાતિશયોક્તિ.

---

## સાપન્હવ રૂપકાતિશયોકિત.

વ્યાખ્યા: અપન્હુતિ યુકત રૂપકાતિશયોકિત તે સાપન્હવ રૂપકાતિશયોકિત.

---

* આમાં કટાક્ષને બાણનું અને આંખને નીલોત્પલ જે કમળ તેનું રૂપ આપ્યું છે તે પણ તેમના જૂદા જૂદા ધર્મોએ કરીને સાર્થ છે.

દૃષ્ટાન્ત ૧ લું.

છે તુજ ચક્ષુમાં સુન્દરી,
મૂર્તિમન્ત ચંચળતા ભરી,
ખંજન તેને વદતા સર્વ
વધશે ત્હારો તેથી ગર્વ.

આમાં ખંજનમાં જે છે તે ચંચળત્વ નથી એ અપન્હવ યુક્ત તેમજ કીકી જે ઉપમેય તેનું નામ લેતાં મૂર્તિમંત ચંચળતા જે ઉપમાન તે વડેજ વર્ણન કરવામાં આવ્યું તેથી એ સાપન્હવ રૂપકાતિશયોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ત્હારી સહચારિણીની
વાણી માંહે સુધા વસેલ સખા !
ભ્રાન્ત થઇ તું તેથી
ચન્દ્ર ગણતા વકત્ર તેહ ભલા.
૨.

આમાં ચન્દ્રમાં જે છે તે અમૃત નથી એ અપન્હવ યુક્ત તેમજ મીઠાશ જે ઉપમેય તેનું નામ પણ ન લેતાં સુધા એટલે અમૃત જે ઉપમાન તે વડેજ વર્ણન કરવામાં આવ્યુ તેથી એ સાપન્હવ રૂપકાતિશયોક્તિ.

---

## ભેદકાતિશયોક્તિ.

વ્યાખ્યાઃ—કોઈ એક લોક પ્રસિદ્ધ વસ્તુ કરતાં અન્ય વસ્તુ અધિક ન હોવા છતાં તેનું લોકોત્તરત્વે કરેલું વર્ણન તે ભેદકાતિશયોક્તિ.

---

(१३-२) यद्यपन्हुतिगर्भत्वं सैव सापन्हवा मता ।

દૃષ્ટાન્ત ૧ લું.

ભક્ત કવિ ભૂખણુની
　　ભક્તિ કવિતા ન્યારીજ આ જગમાં,
તુલ્ય તેહ નહિ થાશે
　　નહિ કો જડશે જોડી ભૂતળમાં.

આમાં કવિ ભૂખણુદાસની કવિતા તથા ભક્તિરૂપ વસ્તુ લોકપ્રસિદ્ધ એવા નરસિંહ મહેતા આદિ કવિઓની કવિતા તથા ભક્તિરૂપ વસ્તુ કરતાં અધિક ન હોવા છતાં તેનું લોકોત્તરત્વે વર્ણન કરવામાં આવ્યુ તેથી એ ભેદકાતિશયોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ

આ પુણ્યશાળિ નરની, સમતા જુદી છે,
નિર્લોભતા, નિપુણતા પણ આ જુદી છે,
છોડાય કોણ થકી કેવળ નીતિ ધારી
આવો અયત્નથી થતો નિજ લાભ ભારી.

ભાઈશંકર.

આમાં નાયકની સમતા, નિર્લોભતા ને નિપૂણતા લોક પ્રસિદ્ધ સમતા આદિથી અભિન્ન છે તોપણ તેઓના ભિન્નપણાનું વર્ણન કર્યું છે તેથી એ ભેદકાતિશયોક્તિ.

---

( १३-२ ) भेदकातिशयोक्तिस्तु तस्यैवान्यत्ववर्णनम् ।

## સમ્બન્ધાતિશયોક્તિ.

વ્યાખ્યાઃ—જ્યાં યોગ ન હોય ત્યાં યોગ કલ્પીને, અસમ્બન્ધે સમ્બન્ધ કલ્પીને કરેલું વર્ણન તે સમ્બન્ધાતિશયોક્તિ.

દૃષ્ટાન્ત ૧લું.

સન્તોષમાં રહેતાં બધાં આ ચક્રવાક ધરી ઉરે
વિચાર કે દાતૃત્વથી આ કર્ણ સઘળું આપશે .
ને ખૂટતાં તે હેમઅદ્રિનું દાન પણ દેશે વળી
કે જેથી પછી સંતાય સૂર્ય ન, વિરહ દુઃખ જાયે ટળી

આમાં ચક્રવાકોને સૂર્યનો અસ્ત કરનાર સુવર્ણના મેરૂ પર્વતનો પણ કર્ણના સુવર્ણ દાનમાં ધીમે ધીમે નાશ થઇ જશે એ સંભાવનાથી થયેલા સંતોષનો સમ્બન્ધ ન છતાં પણ સમ્બન્ધ વર્ણવ્યો તેથી એ સમ્બન્ધાતિશયોક્તિ.

દૃષ્ટાન્ત ૨ જું.

કેશે કેસર માલિકાજ ધરતાં જે ખેદ પામે સદા,
જે ગાત્રોય રૂડાં વિલેપન તણાં દુઃખો કરે ન ક્ષમા;
દિવાની પણ જ્યોત નિજ ભવને જે ના શકન્તી સહી,
તે આ દારૂણ અગ્નિ વિરહ તણા શી રીત રહેશે સહી !

---

(१३-४) सम्बन्धातिशयोक्तिः स्याद्योगे योगकल्पनम् ।

આમાં બોલસરીની માળા ધરવાથી, રૂડાં વિલેપનથી તેમજ દિવાની જ્યોતિથી ખેદ અને દુઃખ થવાનો અયોગ છતાં પણ યોગ વર્ણવ્યો તેથી એ સમ્બન્ધાતિશયોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જુ.

વસંતે માધુરી મુખતણિ શશીને નયનની
દીધી છે પદ્મોને, પરભૃત × કુલોને સ્વરતણી;
દીધું એવી રીતે છીનવિ મુજ સર્વસ્વ પરને
હવે આ બાકી છે ફક્ત અસુ દેવા પવનને.

ભાઇશંકર.

આમાં મુખની માધુરી આદિનો ચંદ્રાદિકને સમ્બન્ધ નથી છતાં સમ્બન્ધ વર્ણવ્યો છે તેથી એ સમ્બન્ધાતિશયોક્તિ.

---

## અસમ્બન્ધાતિશયોક્તિ.

વ્યાખ્યા:—યોગ હોય છતાં અયોગ, સમ્બન્ધ હોય છતાં અસમ્બન્ધ કલ્પીને કરેલું વર્ણન તે અસમ્બન્ધાતિશયોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

અતશી બળ ગુણ રૂપ તું દાતાર મહાન છે,
તે થકી હે રાજેન્દ્ર ! કલ્પવૃક્ષ તજી મ્હેં દીધું.

---

× પરભૃત એટલે કોકિલ.

આમાં રાજેન્દ્ર ગમે તેટલો મોટો દાતાર હોય પણ તેથી કલ્પતરૂને માનવું નહિ એમ ઠરતુ નથી એટલે કલ્પતરૂને માનવાનો સમ્બન્ધ હોવા છતાં અસમ્બન્ધ વર્ણવવામાં આવ્યો તેથી એ અસમ્બન્ધાતિશયોકિત.

* * *

દૃષ્ટાન્ત ૨જું.

બાહુ રૂપી સુન્દર બે લતાને
શાં થડકતાં આ અદકાં ફળો બે
સ્તનો રૂપી; ના અવકાશ ર્હેજે
દ્વિબાહુ મધ્યે અમને જણાયે.

૨.

આમાં સ્તનો થડકે એટલે અવકાશ તો થાયજ છતાં અવકાશ નથી એમ વર્ણવ્યું-અવકાશનો યોગ છતાં અયોગ વર્ણવ્યો તેથી એ અસમ્બન્ધાતિશયોકિત.

---

## અક્રમાતિશયોકિત.

વ્યાખ્યા: હેતુ અને કાર્ય બન્નેનું એકી વખતે એક કાલત્વે કરેલુ વર્ણન તે અક્રમાતિશયોકિત.

દૃષ્ટાન્ત ૧ લુ.

વીર અર્જુને બ્રહ્માસ્ત્ર મુકીયુ કર્ણ પણ ડગીઓ નહિ,
તે સ્હામુ ત્યાં દિવ્યાસ્ત્ર છોડયુ અસ્ત્રદ્વય ભેટયાં તહીં;

---

( १३-८ ) योगेऽप्ययोगः संबन्धातिशयोक्तिरितीर्यते ।

બ્રહ્માસ્ત્ર કમ્પ્યે કર્ણ કમ્પ્યો દેખીયો ત્યાં અર્જુને,
અસ્ત્રે ક્ષમા છાંડી અને કર્ણેય છાંડી તે સમે.

આમાં બ્રહ્માસ્ત્ર મુકવુ, કમ્પવુ અને ક્ષમા છાંડવી, એ ત્રણ હેતુ તેમનું અને દિવ્યાસ્ત્ર છોડવું, કમ્પવુ અને ક્ષમા છાંડવી એ ત્રણ કાર્ય તેમનું એક કાલત્વે વર્ણન કર્યું તેથી એ અક્રમાતિશયોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

જે સાંપડી સુયશ સાથ મને સમૃદ્ધિ
જ્ઞાનોનિ સાથ મળિ જે પદવીનિ વૃદ્ધિ.
નિર્દોષ આ મુજતણી વળિ જીંદગી જે
છાયા ૠતુધ્વજ રૂપી સુરવૃક્ષની તે.

ભાઇશંકર

આમાં પદવીની વૃદ્ધિ રૂપ હેતુ અને જ્ઞાનની વૃદ્ધિ રૂપ કાર્ય એ બન્નેનું એક કાલત્વે મળવા રૂપ વર્ણન કર્યું તેથી એ અક્રમાતિશયોક્તિ.

---

## ચપલાતિશયોક્તિ.

વ્યાખ્યાઃ—હેતુનું ભાન થતાંજ કાર્યની ઉત્પત્તિ થાય એવું જે વર્ણન તે ચપલાતિશયોક્તિ.

---

(११-६) अक्रमातिशयोक्तिः स्यात्सहत्वे हेतुकार्ययोः ।

દૃષ્ટાન્ત ૧ લું.

જાતા જાણી પતિ સ્થલાન્તરે,
પ્હેરી સુન્દરી મુદ્રિકા કરે,
દાખવવા પતિને કૃશાંગને,
કે વિરહે પડશેજ અંગ એ.

આમાં પતિના સ્થલાન્તરરૂપ હેતુના જ્ઞાન માત્રે કરીને અંગોનું કૃશ થઇ જવારૂપ તેમજ મુદ્રિકા એટલે વીંટીનું કંકણની જગાએ બરોબર બેસતા આવવારૂપ કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવ્યાથી એ ચપલાતિશયોકિત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

પુત્રને વનવાસ એવું દૂતને મુખ સૂણતાં,
કુન્તા તણું મુખ એકદમ ફીકકું અને પીળું થયું;
સુકાઇ ગાત્ર ગયું વળી, ઢીલાં થયાં અંગો બધાં,
'રે હાય!' કુન્તા બોલી કે ધરણી ઢળ્યું તેનું અસુ.
૨.

આમાં પાંડવોના વનવાસ જવારૂપ હેતુના જ્ઞાન માત્ર વડેજ ગાત્રનું ફીકાશ મારવારૂપ અને અંગોનાં ઢીલાં થવારૂપ, કાર્યની ઉત્પતિ વર્ણવી તેથી એ ચપલાતિશયોકિત.

---

( १३-७ ) चपलातिशयोक्तिस्तु कार्यहेतुप्रसक्तिजे ।

## અત્યંતાતિશયોક્તિ.

વ્યાખ્યાઃ—હેતુ પહેલાં કાર્યની ઉત્પત્તિ થઇ એવું જે વર્ણન તે અત્યંતાતિશયોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

હે દીન બંધુ! દયાળ! કૃષ્ણા એ ન સ્મર્યા જરી
પુર્યાં વસ્ત્ર તત્કાળ, રટતી મુખ થકી એ પછી.

આમાં કૃષ્ણા એટલે દ્રૌપદીએ કૃષ્ણને સ્મરવા રૂપ હેતુ કરતાં વસ્ત્ર પુરવા રૂપ કાર્યની ઉત્પત્તિ પ્રથમ વર્ણવવામાં આવી તેથી એ અત્યંતાતિશયોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ભુસુર પાદવિના મળિયા, યશ ગાય ઘણા મન આશ વધારી.
દાન સુમાન સમાન ગણી કરી, દે મતિમાન સુકીર્તિ પ્રસારી,
માંત્રિક માનિનિ! તે થકિ મેં નવ, પાંડવ અસ્ત્રથી દૃષ્ટિનિવારી,
વે'મ પડયો નૃપના મનમાં અતિ, તે ભુલ ભામિની છેજ અમારી.

પ્રેમાનંદ.

આમાં દાન આપવા રૂપ હેતુ કરતાં કીર્તિ પ્રસરવા રૂપ કાર્યની ઉત્પત્તિ પ્રથમ વર્ણવી તેથી એ અત્યંતાતિશયોક્તિ. પ્રેમાનંદના

---

(१३–८) अत्यन्तातिशयोक्तिस्तु पौर्वापर्यव्यतिक्रमे।

પાંચાળી પ્રસન્નાખ્યાનના ટીકાકારો આને ચપલાતિશયોક્તિનું દૃષ્ટાંત ગણે છે પણ તે મતભેદથી હશે એમ લાગે છે. આમાં આપેલી વ્યાખ્યાઓ મુજબ તે અત્યંતાતિશયોક્તિનુંજ દૃષ્ટાંત ઠરે છે.

---

## ( ૧૪ ) तुल्ययोगितालंकार–Equal Pairing.

### પ્રથમ તુલ્યયોગિતા.

વ્યાખ્યા:–અનેક વર્ણનીય વસ્તુના અથવા અનેક અવર્ણનીય વસ્તુઓના ધર્મના ઐક્યનું વર્ણન તે પ્રથમ તુલ્યયોગિતા.

દૃષ્ટાન્ત ૧ લું.

પદ્મો ને ચક્રવાકો ને વિરહીણી સ્રીઓ સખા !
કરમાયે અરે! હાવાં દ્યુતિ ભાસ્કરની જતાં.

આમાં સૂર્યાસ્ત થતાં પ્રસ્તુત એવાં કમળો, ચક્રવાકો અને વિરહીણી સ્રીઓનાં મુખ તેમના સંકોચ થવા રૂપ એક ક્રિયાગત ધર્મના ઐક્યનું વર્ણન કરવામાં આવ્યું તેથી એ પ્રથમ તુલ્યયોગિતા.

દૃષ્ટાન્ત ૨ જું.

તુજ સુકોમળ અંગ જોઇ માલતી ચન્દ્ર ને
રમ્ભા કોમળ મંદ, કઠોરતા થકી સૌ ભયાં.

આમાં પ્રિયતમાનું અંગવર્ણન કરતાં અપ્રસ્તુત એવાં જે માલતી ચંદ્ર અને રમ્ભા એટલે કેળ તેમનામાં રહેલો કઠોરતા રૂપ એક ગુણગત ધર્મ વર્ણવ્યો તેથી એ પ્રથમ તુલ્યયોગિતા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

પ્યારિ લાગે રસે સારી પેઠે ભરી,
લોકને શેરડી ને વળી સુંદરી
સીત પાણી તથા ચંદ્રશાળા અને
વાસ દેશાંતરે નાગમે કોયને

ભાઈશંકર.

આમાં હેમંત રતુનું વર્ણન કરતાં શેરડી અને સુંદરી એ બન્ને પ્રસ્તુત પદાર્થોનો સારી લાગવા રૂપ એક ધર્મમાં અન્વય કર્યો અને શીત પાણી, ચંદ્રશાળા એટલે અગાશી અને દેશાંતરવાસ એ ત્રણે પ્રસ્તુત પદાર્થોનો ન ગમવા રૂપ એક ધર્મમાં અન્વય કર્યો તેથી એ પ્રથમ તુલ્યયોગિતા.

---

## દ્વિતીય તુલ્યયોગિતા.

વ્યાખ્યા:-હિત અને અહિત વૃત્તિના સામ્યનું વર્ણન તે દ્વિતીય તુલ્યયોગિતા.

(१४-१) वर्ण्यानामितरेषां वा धर्मैक्यं तुल्ययोगिता।

દૃષ્ટાન્ત ૧ લું.

**મિત્રને શત્રુ બન્નેને પરાભૂતિ× તું દે વળી.**
**મિત્રને ઉચ્ચ સંપત્તિ પરાભવ અરિપ્રતિ.**

આમાં મિત્રજે હિત કરનાર અને શત્રુજે અહિત કરનાર તે બન્નેને પરાભૂતિ રૂપ એકજ વસ્તુ આપવાનું-હિત અને અહિતે વૃતિનું સરખાપણું રાખવાનું વર્ણન કર્યાથી એ દ્વિતીય તુલ્યયોગિતા.

દૃષ્ટાન્ત ૨ જું.

**કાપે, બાળે, પાય, પોષે કે તું ઉછેરશે**
**તોયે ચન્દન વૃક્ષ, સુગન્ધ તુજને આપશે.**

આમાં કાપનાર અને બાળનાર જે અહિત કરનાર અને પાનાર તથા પોષનાર જે હિત કરનાર તે બન્ને પ્રત્યે સુગન્ધ આપવા રૂપ સમવૃતિનું વર્ણન કરવામાં આવ્યું તેથી એ દ્વિતીય તુલ્યયોગિતા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

**પેખી ઉદારપણું કોકિલ પૂર્ણ ભાવે**
**તારો દસુંદી થઇ કીરતિ તુજ ગાવે;**

× × × ×

---

**(૧૬-૨) हिताहिते वृतितौल्यमपरा तुल्ययोगिता ।**

× પરાભૂતિ એ શબ્દ શ્લેષયુક્ત હોઇ તેના બે અર્થ થાય છે. ૧ ઉત્કૃષ્ટ સંપત્તિ અને ૨ પરાભવ.

કો કર્વતે કરવતે તુજને વિદારે,
કાપે કુહાડી થકી હાડી કૂડા પ્રહારે.
છે કેટલીક જન જાત કૃતઘ્ન એવી.
તોએ રહે સુજનતા તું સહાય એવી.

છોટાલાલ.

આમાં કીર્તિ ગાનાર જે હિત કરનાર અને કર્વતે કે કુહાડે કાપનાર જે અહિત કરનાર તે બન્ને પ્રત્યે સુજનતારૂપ સમવૃત્તિનું વર્ણન કરવામાં આવ્યુ તેથી એ દ્વિતીય તુલ્યયોગિતા.

---

## તૃતિય તુલ્યયોગિતા.

વ્યાખ્યાઃ ગુણે કરીને ઉત્કૃષ્ટ એવી અનેક વસ્તુઓ સાથે કોઇ અસમાનને સમાન કરી કરેલુ વર્ણન તે તૃતિય તુલ્યયોગિતા.

દૃષ્ટાન્ત ૧ લુ.

નળ, યુધિષ્ટિરરાય, પૂણ્યશ્લોક હરિશ્ચન્દ્ર છે,
તેવો તુંય નરરાય! પૂણ્યશ્લોક રૂડો જગે

આમાં નરરાય જે પ્રસ્તુત વસ્તુ તેને પૂણ્યશ્લોકત્વે કરીને નળાદિ સાથે અસમાન છતાં સમાન કરી વર્ણવ્યાથી તૃતિય તુલ્યયોગિતા.

* * *

---

(૧૪-૩) गुणोत्कृष्टैः समीकृत्य वचोऽन्या तुल्ययोगिता ।

દૃષ્ટાન્ત ૨ જું.

યમ, પ્રચેતા, શક્ર ને કુબેર જેવા આપ;
લોકપાળ શોભો રૂડા, રાજવી પુણ્ય પ્રતાપ.

૨.

આમાં રાજવી જે પ્રસ્તુત વસ્તુ તેને લોકપાલત્વે કરીને યમ, પ્રચેતા એટલે વરૂણ, શક્ર એટલે ઈન્દ્ર અને કુબેર સાથે અસમાન હોવા છતાં સમાન રૂપે વર્ણવવામાં આવ્યાથી તૃતિય તુલ્યયોગિતા.

---

* (૧૯) दीपकालंकार-The Illuminator.

વ્યાખ્યાઃ વર્ણ્ય અને અવર્ણ્યના ધર્મૈક્યનું વર્ણન તે દીપકાલંકાર.

દૃષ્ટાન્ત ૧ લુ.

માળી રીઝે વર્ષાથકી, ધોબી રીઝે જોઇ ધૂપ
શેઠ રીઝે વાચાળથી, યોગી રીઝે જોઇ ચૂપ.

આમાં વર્ણનીય એટલે પ્રસ્તુત જે યોગી અને અવર્ણનીય એટલે અપ્રસ્તુત જે માળી, ધોબી અને શેઠ તેમને સર્વેને રીઝાવવા રૂપ ક્રિયાગત ધર્મના ઐક્યનું વર્ણન કરવામાં આવ્યું તેથી એ દીપક.

---

(૧૯) वदन्ति वर्ण्यावर्ण्यानां धर्मैक्यं दीपकं बुधाः।

દૃષ્ટાન્ત ૨ જું.

મણિપાસા વાળો સમરવિજયી ઘાયલ થયો,
મદે ક્ષીણો હાથી શરદ સરિતા સ્રોત દુબળો;
શશી દ્વિતીયાનો સુરતમૃદિતા બાલવનિતા
સુહાયે દાતાઓ વિભવ નિગળ્યા તેજ રીતના.

આમાં પ્રસ્તુત જે દાન આપવાથી વૈભવરહિત થયેલા દાતાઓ અને અપ્રસ્તુત જે સરાણે ચઢેલો પાસાવાળો મણિ, ઘવાયેલો પણ રણમાં જીતી આવેલો યોધ્ધો, મદ ઝરવાથી ક્ષીણ થયેલો હાથી, શરદ રૂતુમાં જેનો પટ ઓછો થઇ ગયો છે એવી નદી, બીજનો કલા શેષ-ચંદ્ર તેમજ રતિકેલિમાં મર્દન પામેલી નવયૌવના એ સર્વેના સુહાવા—શોભવારૂપ ધર્મના ઐક્યતું વર્ણન કરવામાં આવ્યું તેથી એ દીપક.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

વિદ્વાનોને ધનથકી, રૂડા રૂપથી કોકિલોને,
શ્રીમંતોને વિનયથી, વડા પુચ્છથી દુર્જનોને;
દાતાઓને અમરપદથી, બુદ્ધિથી કેશરીને
રાખ્યા જેણે રહિત ધિઃક છે તે વિધીની મતીને.

ભાઇશંકર.

આમાં વિદ્વાન તથા દાતારૂપ પ્રસ્તુત પદાર્થોના અને કોકિલ આદિ અપરસ્તુત પદાર્થોના રહિતપણા રૂપ ધર્મના ઐક્યતું વર્ણન કરવામાં આવ્યું તેથી દીપક.

(१६) आवृत्ति दीपकालंकार–The Illuminator With Repitition.

વ્યાખ્યા: દીપકની પુનરાવૃત્તિએ કરીને ત્રણ પ્રકારના આવૃત્તિ દીપક અલંકાર થાય છે. શબ્દાવૃત્તિ દીપક, અર્થાવૃત્તિ દીપક અને શબ્દાર્થાવૃત્તિ દીપક.

શબ્દાવૃત્તિ દીપક.

વ્યાખ્યા: એકનો એક શબ્દ (ક્રિયાપદ) ભિન્ન ભિન્ન અર્થમાં બે કે તેથી વધુવાર આવે તે શબ્દાવૃત્તિ દીપક.

દૃષ્ટાન્ત ૧ લુ.

વર્ષે છે મેઘમાલા ને વર્ષે છે રાત્રિયે સખી !
ને વ્હેની દુઃખના ઓઘ પડે છે હું પરે વળી.

આમાં વર્ષે છે એટલે પડે છે વર્ષણ થાય છે અને વર્ષે છે એટલે વરસે છે અથવા વરસ જેવી છે એમ વર્ષે છે એ શબ્દ બે વાર આવવાથી શબ્દાવૃતિ દીપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

ખરે છે પત્રને પુષ્પો ખરે છેજ સુબોધ આ;
વૃક્ષથી વકત્રથી તેમ ખરે છે નભ તારલા.



---

(१६) त्रिविधं दीपकावृतौ भवेदावृत्तिदीपकम् ।

આમાં ખરે છે એટલે પડે છે અને ખરે છે એટલે નીકળે છે તેમજ ખરે છે એટલે નાશ થાય છે એમ ખરે છે શબ્દ ત્રણવાર આવ્યો તેથી એ શબ્દાવૃતિ દીપક.

---

## અર્થાવૃતિ દીપક.

વ્યાખ્યા:—એકના એક અર્થના બે અથવા તેથી વધુ જૂદા શબ્દો (ક્રિયાપદો) બે અથવા તેથી વધુ વાર આવે તો અર્થાવૃતિ દીપક.

દૃષ્ટાન્ત ૧ લું.

તું સંસારોદધિમાંહ્ય
એક બાજુએ પરોક્ષજ થાતી;
ત્યમ બીજી બાજુએ
ગૂઢ તરંગો મહીં સખી ! જઉં આથી.

આમાં પરોક્ષ થવું અને જવું એ બન્નેનો અર્થ એકજ હોવાથી અર્થાવૃતિ દીપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

મંદાકિનીના કુમુદો વિલાયે,
આકાશના તારલીઓ મિચાયે;

તે ચંદ્રિકાની ઝરણી ભલેના !
તોયે ખીલે જાગૃત શી ઝલે આ !

**હરિલાલ.**

આમાં વિલાયે અને મિચાયે એ બેઉનો એકજ અર્થ હોવાથી અર્થાવૃતિ દીપક.

---

## શબ્દાર્થાવૃતિ દીપક અથવા ઉભયાવૃતિ દીપક.

વ્યાખ્યા: એકના એક શબ્દો ( ક્રિયાપદો ) એકના એકજ અર્થમાં બે અથવા તેથી વધુ વખત આવે તે શબ્દાર્થાવૃતિ દીપક.

દૃષ્ટાન્ત ૧ લું.

માધા મયુરો વરસાદ આવ્યે,
માધા વળી ચાતક તૃપ્ત સૌયે.

આમાં માધા એ શબ્દ અને મત્ત થવું એ અર્થ બન્નેની આવૃતિ થવાથી શબ્દાર્થાવૃતિ દીપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

વસન્તે ને વસન્તેજ બોલે છે બોલ કોકિલા;
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.

પિતાજી ! પત્રને પુષ્પે એજ આવી વસન્ત આ,
ટૌકે છે કોકિલા એવાં, ટૌકે છે સ્મરણો, અહા !

આંબાની ડાળ મો'રીને આત્મા એ મુજ મો'રિયો,
ગાય છે સાધુને સંતો હરિની રસ હોરીઓ.

ન્હાનાલાલ.

આમાં બોલે છે, ટૌકે છે, મો'રી એ શબ્દો બબ્બેવાર આ-
વ્યાથી તેમજ તેમના અર્થ એકજ થવાથી શબ્દાર્થાવૃતિ દીપક.

---

(१७) प्रतिवस्तूपमालंकार–The Typical Comparison.

વ્યાખ્યા: ઉપમાન અને ઉપમેય વાકયોના એક ધર્મનું ભિન્ન
ભિન્ન શબ્દોથી કરેલુ વર્ણન તે પ્રતિવસ્તૂપમા.

દૃષ્ટાન્ત ૧ લુ.

અંજની સુતને જાણુ સાગર ઓળંગ્યા તણી;
વિદ્વજ્જનને જ્ઞાન, તેમ કવિનાં દુઃખનું.

આમાં ' સાગર ઓળંગવાનાં દુઃખની જાણ અંજનીસુત એટલે
હનુમાનજીને છે ' એ ઉપમાન વાકય અને ' કવિનાં દુઃખનું જ્ઞાન

---

(१७) वाक्ययोरेकसामान्ये प्रतिवस्तूपमा मता ।
તેમજ प्रतिवस्तूपमा सास्याद्वाक्ययोर्गम्य साम्ययो ।
एकोपिधर्मः सामान्यो यदि निर्दिश्यते पृथक् ॥
સા. પ્ર. ૧૦ કા. ૬૯૭.

વિદ્વજ્જનોને છે' એ ઉપમેય વાક્ય તે બેઉનો જાણુ હોવા રૂપ એક ધર્મ 'જાણુ છે' અને 'જ્ઞાન છે' એ બે ભિન્ન શબ્દો વડે કહેવામાં આવ્યો તેથી એ પ્રતિવસ્તૂપમા.

દૃષ્ટાન્ત ૨ જુ.

સુધાથી શશી શોભે છે, રાજે છે શૂર ચાપથી;
શોભે આ જાણીને તેમ, બીના આપ પ્રતાપની.

આમાં 'ચંદ્ર અમૃતથી શોભે છે' એ ઉપમાન વાક્ય અને 'શૂર ચાપથી રાજે છે' એ ઉપમેય વાક્ય તે બન્નેનો શોભવા રૂપ ધર્મ 'શોભે છે' અને 'રાજે છે' એટલે ભિન્ન શબ્દોએ કરીને વર્ણવવામાં આવ્યો તેથી પ્રતિવસ્તૂપમા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

ગિરિજા ગંગા શોક્ય, હુશે હરરોજે લડતી,
ઇંદુ અગ્નિની જ્યોત પરસ્પર નિશ્ચે વઢતી,
વાઘ વૃષભને વેર મોર મણિધરને મારે,
સિંહ હાથીનું શિર તોડવા તુરત વિચારે,
શિવ સેવક દાનવ દેવ બહુ, મારામારી કરી મરે,
ઘરમાં એવો કજીયો ઘણો સહન થયો નહિ શંકરે.

દલપતરામ.

આમાં પ્રથમચરણના ઉપમાન વાક્ય અને દ્વિતીય ચરણના ઉપમેય વાક્ય એ બન્નેનો લડવા રૂપ ધર્મ 'લડતી' અને 'વઢતી' એ બે ભિન્ન શબ્દો વડે કથન કરવામાં આવ્યો તેથી એ પ્રતિવસ્તૂપમા.

દૃષ્ટાન્ત ૪ થું.

મૂંગો મીઠાઇ ખાતાં સમજિ સમજિને રાજી રાજી બને છે,
એવી રીતે વિવેકી નિરખિણું નિજત તત્વ હર્ષે ફુલે છે;
પોતાની બ્રહ્મતાના અનુભવ બળથી સચ્ચિદાનંદ ભાવે,
સર્વેને એક જાણી ઇતરથિ ન ડરે, કોઇને ના ડરાવે.

ભાઇશંકર.

આમાં ઉપમાનભૂત પહેલા ચરણનો 'રાજી રાજી બને છે' એ સમાન ધર્મ અને બીજા ચરણ રૂપ ઉપમેય વાક્યનો 'હર્ષે ફુલે છે' એ સમાન ધર્મ, એકજ છતાં જૂદા જૂદા પદોથી કહ્યો છે તેથી પ્રતિવસ્તૂપમા.

---

(૧૮) दृष्टान्तालंकार-Examplification.

વ્યાખ્યાઃ-ઉપમાન અને ઉપમેય વાકયોના ભિન્ન ભિન્ન ધર્મોનો બિંબપ્રતિબિંબભાવ નિર્દિષ્ટ કરી કરેલું વર્ણન તે દૃષ્ટાન્ત.

દૃષ્ટાન્ત ૧ લુ.

દૂર આમ્રવન નિકુંજમાં કૂજન કરતી કોકિલનાં,
ટૂહુટૂહુ સ્વરો કર્ણે પડે તેવી રીતે સુણીયાં સખા!

---

(૧૮) चेद्बिम्बप्रतिबिम्बत्वं दृष्टान्तस्तदलंकृतिः।

સૂર ! દૂરથી શુચિ વચન તુજ, કોકિલ સમો તું જ્ઞાત છે
હે પૂજ્ય ગુરૂ પ્રિય હે સખા ! વન્દન ત્હેનેજ હજાર છે. ×

આમાં પહેલાં બે ચરણ ઉપમાન વાકયનાં છે અને ત્રીજું ચરણ ઉપમેય વાકયનું છે તેના કુહૂકુહૂ સ્વરો કર્ણે પડવારૂપ અને વચન સુણવા રૂપ જે જૂદા જૂદા ધર્મો તેમનો હ્દયાલ્હાદત્વે કરીને બિંબપ્રતિબિંબ ભાવ વર્ણવ્યો તેથી એ દૃષ્ટાંત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સાપના પાદ તે સાપ જાણે સદા
આપની આપદા આપ માણે તદા
શૈવની ભક્તિને શૈવ વાણે કદા
દૈવની શક્તિને દૈવ જાણે સદા !

પ્રેમાનંદ.

આમાં પહેલાં ત્રણ ચરણો ઉપમાન વાકયનાં છે જાણવારૂપ જે જૂદા જૂદા ધર્મો તેમનો બિંબપ્રતિબિંબ ભાવ વર્ણવ્યો તેથી એ દૃષ્ટાન્ત. આ શ્રીકૃષ્ણની 'દૈવની અકળકળા છે' એના સમર્થનમાં ઉકિત છે.

---

× સૂર–સૂરસિંહજી તખ્તસિંહજી ગોહિલ સ્વર્ગસ્થ કલાપીને આ વંદનાત્મક ઉક્તિ છે.

## ( ૧૯ ) निदर्शनालंकार–Illustration.

### વાક્યાર્થવૃતિનિદર્શના.

વ્યાખ્યા: સદૃશ એવા વાક્યાર્થના ઐક્યા રોપનું વર્ણન
તે વાક્યાર્થવૃતિ નિદર્શના.

દૃષ્ટાન્ત ૧ લુ.

મુર્ખ ! ત્હને ઉપદેશ દેવો એ બ્હેરા કને,
જઈને ફુંકવો શંખ, અંધ અરિસાના સમું,

આમાં મુર્ખને ઉપદેશ દેવો એ ઉપમેય વાક્યાર્થની સાથે બ્હેરા આગળ શંખ ફૂંકવો એ ઉપમાન વાક્યનો 'એ' એ શબ્દે કરીને ઐક્યા-રોપ વર્ણવ્યો તેથી એ વાક્યાર્થવૃતિ નિદર્શના.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

જે ગ્રીષ્મના સૂર્યનિ ઉષ્ણુતા છે,
તે ધૃષ્ટના વાક્યનિ ક્રૂરતા છે;
જલાશયોનો કૃશભાવ જે છે
દરિદ્રનો દુર્બલ ભાવ એ છે.

ભાઈશંકર.

આમાં પૂર્વાર્ધનાં ગ્રીષ્મના સૂર્યની ઉષ્ણુતા હોવારૂપ વાક્યાર્થ અને ધૃષ્ટ પુરૂષના વાક્યની ક્રૂરતા હોવારૂપ વાક્યાર્થ, કે જેઓ

---

( १९–१ ) वाक्यार्थयोः सदृशयोरैक्यारोपो निदर्शना।

સદૃશ છે તેઓના ઐક્યનો 'જે' અને 'તે' શબ્દોથી આરોપ કર્યો છે, તેમજ ઉત્તરાર્દ્ધમાં જલાશયોનો કૃશભાવ થવારૂપ વાક્યાર્થ અને દરિદ્રિ લોકોનો દુર્બલ ભાવ થવારૂપ વાક્યાર્થ કે જેઓ સદૃશ છે તેઓના ઐક્યનો 'જે' અને 'એ' શબ્દોથી આરોપ કર્યો છે તેથી વાક્યાર્થવૃતિ નિદર્શના.

દૃષ્ટાન્ત ૩ જું.

ધોળોજ પ્હેરી સઘળો શુભવેષ જાતી,
સ્વામીની પાસ નદીઓ હરખે ભરાતી;
જે છે હિમાલય ગિરિતણિ પુત્રિકાઓ,
તે છે બપોરની જતી અભિસારિકાઓ.

ભાઇશંકર.

આમાં પ્રથમના ત્રણ ચરણનો વાચ્યાર્થ અને ચોથા ચરણનો વાચ્યાર્થ કે જે સદૃશ છે. તેઓનો 'જે' અને 'તે' એ શબ્દોથી ઐક્યારોપ કર્યો તેથી એ વાક્યાર્થવૃતિ નિદર્શના.

---

## પદાર્થવૃતિ નિદર્શના.

વ્યાખ્યાઃ પરસ્પર સદૃશ એવા પદાર્થના ઐક્યારોપનું વર્ણન ને પદાર્થવૃતિ નિદર્શના.

---

(૧૯-૨) पदार्थवृतिमप्येके वदन्त्यनां निदर्शनाम् ।

દૃષ્ટાન્ત ૧ લુ.

વિયોગે ગૌડનારીની જે ગણ્ડસ્થળ પાણ્ડિમા,
જણાયે તે ખજૂરીની મંજરી ગર્ભ રેણુમાં*

આમાં ઉપમેય એવી ગૌડ દેશની સ્ત્રીના ગણ્ડસ્થળની ફિક્કાશમાં રૂપમાન જે ખજુરીની મંજરી એટલે માંજરના ગર્ભમાંની રેણુ એટલે રજ તેના પાંડુરતા રૂપ પદાર્થનો આરોપ કર્યો તેથી એ પદાર્થવૃતિ નિદર્શના.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

નિશ્ચે, એની રડી રડી હશે આંખ સૂજી ગયેલી,
ફીક્કા લૂખા અધર અરૂણા ઉષ્ણ નિઃશ્વાસ નાખી;
હાથે ટેકયું મુખ જરિજરિ કેશમાંથી જણાતુ,
મેઘે છાયુ કલુષિત દીસે બિંબ શું ચંદ્રમાનું.

કિલાભાઇ.

'પ્રિયાનો કોમળ સ્વભાવ જણાવા યક્ષ આમ ખાત્રીથી કહે છે કે એકલી પડવાથી વારંવાર રડવાને લીધે આંખ સુજી જાય છે અને અંતરના તાપને લીધે ઉના ઉના નિશ્વાસો નાખવાથી જેના

---

*इयं पदार्थवृत्तिनिदर्शना ललितोपमेति जयदेवेन व्याहृता ।
જયદેવ કવિ આ દૃષ્ટાન્તને 'લલિતોપમા' નામના ઉપમાના એક ભેદનું દૃષ્ટાન્ત ગણે છે પણ તે વાકયાર્થવૃતિ નિદર્શનાનું દૃષ્ટાન્ત છે.

અરૂણુ-રાતાચોળ ઓઠ ફીકા-ઝાંખા થઇ જાય છે અને હાથનો ટેકો દઇ જરા નમતું રાખેલુ તથા ભારે અને છુટા હોવાથી લટકતા કેશમાંથી એનું મુખ લગાર લગાર દેખાય છે તેથી જાણે કાળા રંગના મેઘથી છવાયેલુ તથા ઝાંખા લાવણ્યવાળુ લગાર લગાર જણાતુ ચંદ્રનું બિંબ હોય તેવું લાગશે. હાથ પર માથુ મુકી બેસવુ એ શોકાકૂલ સ્ત્રીઓનો સ્વભાવ છે.' આમાં ઉપમેય જે મુખ અને કેશ તેમાં ઉપમાન જે ચન્દ્ર અને મેઘ તેમના લાવણ્યરૂપ પદાર્થનો આરોપ કર્યો તેથી પદાર્થવૃતિ નિદર્શના.

---

## સદસદર્થ નિદર્શના.

વ્યાખ્યાઃ-ક્રિયાવડે સદસદબોધનું ઉદ્બોધન થાય એવું જે વર્ણન તે સદસદર્થ નિદર્શના.

## સદર્થ નિદર્શના

વ્યાખ્યાઃ-ક્રિયાવડે સદર્થનો બોધ કરવામાં આવ્યો હોય તો સદર્થ નિદર્શના.

દૃષ્ટાન્ત ૧ લુ.

સંપત્તિ તણું ફળ લે,<br>
બંધુજનપર અનુગ્રહ કરીને,<br>
એમ જણાવા શશીએ<br>
ઉદય થતાં દઇ દીધી શ્રી કુમુદને.

આમાં કુમુદને શ્રી એટલે શોભા આપવા રૂપ શશી એટલે ચંદ્રની ક્રિયાવડે લોકોને બધુજન ઉપર અનુગ્રહ કરવા રૂપ સદર્થનો બોધ કરવામાં આવ્યો તેથી એ સદર્થ નિદર્શના.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

પ્રતાપ તણી કરી વૃદ્ધિ અને
પછી કરોથી જનને દમે
થાય તેહ અપ્રિય સર્વને,
ગ્રીષ્મ ભાનુ એ કહે લોકને.

૨.

આમા ગ્રીષ્મરૂતુનો સૂર્ય પોતાની ક્રિયાવડે સર્વેને સદાચરણનો બોધ આપે છે એમ વર્ણવ્યુ તેથી એ સદર્થ નિદર્શના.

---

## અસદર્થ નિદર્શના.

વ્યાખ્યાઃ—અસદર્થ બોધ કરવામાં આવ્યો હોય તો અસદર્થ નિદર્શના.

દૃષ્ટાન્ત ૧ લું.

ભ્રષ્ટ જરી મતિ થાતાં
ઉચ્ચ શૃંગથી પડે લઘુ નીચે;

---

(१९-३) अपरां बोधनं प्राहुः क्रिययाऽ सत्सदर्थयोः ।

એમ કહેતો ગંગા–
તણો ધોધ ત્યાં નીચે જતો જોજે.

આમાં ગંગાના પ્રવાહની નીચે જવારૂપ ક્રિયા વડે 'મતિ જરાક ભ્રષ્ટ થતાં–વિપરીત થતાં લઘુ જનો ઉચ્ચપદેથી નીચેજ પડવાના' એમ અસદર્થનો બોધ કર્યો તેથી એ અસદર્થ નિદર્શના.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ઘર્ષણ પામી પરસ્પર
તેના અગ્નિથી વેણુઓ બળતા,
મૂરખ જ્ઞાતીઓનો
જણાય છે દાખલો થઇ પડતા.

ભાઇશંકર.

આમાં 'વાંસડાઓ પરસ્પર ઘર્ષણ પામી બળી જવા રૂપ પોતાની ક્રિયાથી મૂર્ખ જ્ઞાતિઓને 'તમે પણ પરસ્પર લડી લડી નષ્ટ થઇ જશો' એમ જણાવ્યું તેથી એ અસદર્થ નિદર્શના.

---

(૨૦) व्यतिरेकालंकार–Contrast

વ્યાખ્યા:–ઉપમાન કરતાં ઉપમેયનો કોઇ અસાધારણ અન્ય ધર્મવડે ઉત્કર્ષ, અપકર્ષ, અથવા સમાન ભાવ દર્શાવી કરેલુ વર્ણન તે વ્યતિરેક.

---

(૨૦) व्यतिरेको विशेषश्चेदुपमानोपमेययोः।

## ઉત્કર્ષ વ્યતિરેક.

વ્યાખ્યાઃ—ઉત્કર્ષ ભાવ વર્ણવ્યો હોય તો ઉત્કર્ષ વ્યતિરેક.

દૃષ્ટાન્ત ૧ લું.

હિમ અદ્રિના શૃંગ સમાન ઉન્નત હે ગુરૂ!
ત્હમે વિરાજો રાજ! કિન્તુ હૃદ કોમળ અતિ.

આમાં ઉપમાન જે હિમાલયના શૃંગ તેના કરતાં ઉપમેય જે ગુરૂ તેને વિષે હૃદની કોમળતા રૂપ અસાધારણ અન્ય ધર્મે કરીને ઉત્કર્ષ વર્ણવ્યો તેથી એ ઉત્કર્ષ વ્યતિરેક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

રમણીથી રમણીય અને
ફુલમાળથી મંજુલ આ જે
શ્રી જયદેવની વાણી રસિકને
કંઠ રમો રસ સાજે!
ઘેલી! રહી અહીં શું?

કેશવલાલ.

આમાં ઉપમાન જે રમણી અને ફૂલમાળ તેના કરતાં ઉપમેય જે જયદેવ કવિની વાણી તેને વિષે રમણીયતા રૂપ અને મંજુલતા રૂપ અસાધારણ અન્ય ધર્મોએ કરીને ઉત્કર્ષ વર્ણવ્યો તેથી એ ઉત્કર્ષ વ્યતિરેક.

## અપકર્ષ વ્યતિરેક.

વ્યાખ્યા:–અપકર્ષભાવ વર્ણવ્યો હોય તો અપકર્ષ વ્યતિરેક.

દૃષ્ટાન્ત ૧ લું,

તું રકત નૂતન પલ્લવોથી તેમ હુંય પ્રિયા ગુણે
છું રકત-પ્રિયાસકત હું શિલીમુખો જયમ તું કને ભમે,
મુજપાસ પણ તેવી રીતે શિલીમુખો સ્મરના ચાપનાં
આવે, અને પજવે ત્હને ત્યમ એ મ્હનેયે પજવતાં,

કાન્તા ચરણ આઘાત વળી સંતોષકારક તુજને
ત્યમ ધારજે તું અશોક! એ લાગન્ત રે! એવો મ્હને,
પત્રોથી બેઉ મુદિત થતા એવી રીતે સરખા ઘણા,
પણ તું અશોક સશોક હું છે ફેર એજ રહેલ હા!×

આમાં અશોક જે ઉપમાન તેના કરતાં હું-વિરહીજન જે ઉપમેય તેનો સશોકત્વે કરીને અપકર્ષ વર્ણવ્યો તેથી એ અપકર્ષ વ્યતિરેક.

---

× આ સંસ્કૃત શ્લોકનું ભાષાન્તર હોઇ તેમાં કાંઇક વિસ્તાર કરવો પડ્યો છે, કારણકે ચાર ચરણમાં ભાવ સમાવતાં નીચે પ્રમાણે ભાષાંતરમાં ક્લિષ્ટતા આવવા સંભવ છે.

તું રકત નૂતન પલ્લવોથી તેમ હુંય પ્રિયા ગુણે,
શિલીમુખ ભમે તુજ પાસ, સ્મરધનુ મુકત તેવા મુજ કને,
કાન્તા ચરણ આઘાત પ્રિય જયમ છે ત્હને મુજને તથા
છે ફેર માત્ર અશોક તું હું સશોક બાપ! વીધિ ઘડયા!

દૃષ્ટાન્ત ૨ જું.

સંયોગ તેમજ વિયોગ સમાન છેક
છે મોહની ગતિથી તોપણ ભેદ એક;

કહેવાય છે કે-પાદાઘાત કરે જ્યારે, હર્ષથી દિવ્ય સુન્દરી;
અશોક ફાલતો ત્યારે વધારી પર્ણ વલ્લરી.

તેમજ 'કવિઓ એમ માને છે કે, અશોક, બકુલ, આદિ વૃક્ષોને પદ્મિની સ્ત્રીના પગના સ્પર્શથી અથવા તેમના મુખના મધના કોગળાથી મોસમ વગર પુષ્પનો નવો ફાલ આવે છે. આને તે તે વૃક્ષોના દોહદ કહેવામાં આવે છે. પુષ્પની ઉત્પત્તિ થવાને માટે જૂદાં જૂદાં વૃક્ષોને કયા કયા દોહદ જોઇએ તે મલ્લિનાથ નીચેના શ્લોકમાં આપે છે,

स्त्रीणां स्पर्शात् प्रियंगुर्विकसति बकुलः सीधुगंडूषसेकात्
पादाघातादशोकस्तिलककुरवकौ वीक्षणालिंगनाभ्याम् ।
मंदारो नर्मवाक्यात्पटुमृदुहसनाच्चंपको वक्त्रवातात्
चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात् कर्णिकारः ॥

સ્ત્રીઓના સ્પર્શથી પ્રિયંગુલતા પુષ્પિત થાય છે. બકુલ મધના કોગળાથી, પગની લાતથી અશોક, તિલક, દૃષ્ટિ નાખવાથી, કુરબક આલિંગન આપવાથી, મંદાર નર્મ વાક્યથી, ચંપો પટુતાયુક્ત મૃદુહાસ્યથી, આંબો ફુંકમારવાથી, નમેરૂ ગાવાથી, તેમજ કર્ણિકાર નર્તન કરવાથી પુષ્પિત થાય છે. ગમે તે મોસમમાં વર્ણન કરેલાં સર્વ જાતનાં પુષ્પને માટે, તે સમયે તે પુષ્પ ખીલતાં હશે કે કેમ? એ શંકા કોઇ કરે તો તેનો જવાબ દેવાની સંસ્કૃત કવિઓએ સુંદર બારી રાખેલી છે.

લાગેલિ અંદર વિયોગ વિષે દિસે છે
સંયોગમાં તરૂણિ બ્હારજ તે રહે છે.
ભાઇશંકર.

આમાં વિયોગ અને સંયોગ એ બન્નેનો મોહ કરવા રૂપ ધર્મ તો સમાન છે, પણ વિયોગમાં જે પ્રિયા અંદર લાગેલી રહે છે તે સંયોગમાં બહારજ રહે છે એમ કહી સંયોગમાં બહાર રહેવા રૂપ ધર્મે કરીને અપકર્ષ વર્ણવ્યો તેથી એ અપકર્ષ વ્યતિરેક.

---

## સમાન વ્યતિરેક

વ્યાખ્યાઃ–સમાનભાવ વર્ણવ્યો હોય તો સમાન વ્યતિરેક.

દષ્ટાન્ત ૧ લું.

બાંધી મૂઠ, સ્વભાવ મલિન કોષ ગૃહે રહ્યાં,
આ બે કૃપણ કૃપાણ ભેદ માત્ર આકારનો.

આમાં ઉપમેય અને ઉપમાનમાં આકાર ભેદ જણાવ્યો પણ એમાંથી એકેનો ઉત્કર્ષ કે અપકર્ષ ન વર્ણવ્યો તેથી એ સમાન વ્યતિરેક. આકાર એટલે દેખાવનો અથવા ફક્ત ‘ આકાર–કાનાનો ’ જ ભેદ છે નહિતો બીજી બધી રીતે કૃપણ એટલે કંજુસ અને કૃપાણ એટલે તરવાર બે સરખાં છે એટલે કે બેઉની મૂઠ બાંધેલી છે સ્વભાવપણ મલિન છે અને કોષ ગૃહે–મીણીઆમાં અથવા ‘ ખજાનાની ’ ઓરડીમાં રહે છે.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

> પેખ પેખ કૌતુક સુંદરી
> કાચ અને પેલો કચ વળી
> ચળક ચળક બન્ને ચળકાય,
> ભેદ આકાર તણોજ જણાય.
>
> ૨.

આમાં પણ આકાર ભેદ કથન કર્યો પણ ઉપમાન જે કાચ અને ઉપમેય જે કચ એટલે વાળ તેનો ઉત્કર્ષ કે અપકર્ષ ન વર્ણવ્યો તેથી એ સમાન વ્યતિરેક.

---

(૨૧) सहोक्त्यलंकार-Connected Discription.

વ્યાખ્યાઃ જનમનરંજન સહભાવનું વર્ણન તે સહોકિત. સહોકિત હમેશાં અતિશયોકિત મૂલક હોવી જોઇએ.

દૃષ્ટાન્ત ૧ લું.

> પુત્રવત્સલ માતાઓ ભલે પુત્ર થકી રહે;
> દૂરમાં દૂર તોયે તે જાણી સર્વ બીના શકે.
> બાળનાં શબ્દને ગન્ધ હશે માત દિગન્તમાં,
> તોયે વાયુની સાથે તે જઇ આનન્દ આપતાં.×

---

(૨૧) सहोक्ति, सहभावश्चेद्भासते जनरञ्जनः ।

× બાળકથી માતા ગમે તેટલી દૂર હોવા છતાં તેના હૃદયમાં

આમાં બાળનાં શબ્દ અને ગંધ અને વાયુ એમનો ચમત્કારિક સહભાવ વર્ણવ્યો તેથી એ સહોક્તિ.

દષ્ટાન્ત ૨ જુ.

ટમટમ થતાં ફોરાં પડે વિરહી હું, તું દૂર અતિ રહી,
ને મયુર તાણ્ડવ નૃત્ય થાતાં, સૂણું તે પણ દૂરથી;
તેમાં અનિલ સહિત ત્હારી ગંધ અસુની આવતી,
અલિરહિત પુષ્પપરાગથી એ દિવ્ય ઉચ્ચજ લાગતી.

આમાં પણ અસુની ગંધ અને અનિલ એ બન્નેનો ચમત્કારિક સહભાવ વર્ણવ્યો તેથી એ સહોક્તિ.

* * *

---

એક જાતની અલૌકિક અને અકથ્ય લાગણી થઈ આવી તે દ્વારા તેના રડવાની, તેને ખબર પડે છે. દરેક માતાને પ્રભુએ આ શક્તિ બક્ષેલી નથી હોતી. 'ગઇ સ્વર્ગે ભલી અમ્મા, અમ્માનો અવતાર એ' એ જેના માટે કહેવામાં આવ્યું હતુ તેનો એ અંતિમ ઉપદેશ હતો. નીચેની પુર્વ વાત ઉપરથી સહજ ખુલાસો થશે.

ઉંઘતો શાન્તિમાં બાળુ એક દિ મુજ અંકમાં,
માતા એ વસ્ત્ર ધોવાને ગઇ'તી સખી સંગમાં,

ઘેરે આવી મ્હને ત્યાં પૂછ્યું પછી થકી કે 'બાલુ વચ્ચે ઉઠયો' તો ?
બબ્યો એતો થયેલો પણ ફરી થકી એ કલાન્તતે શાન્ત ઉંઘ્યો ?,
'જાણ્યું' શાથી' ? પૂછ્યું મ્હેં તવ મુખથકી એ બોલતી માત વાણી
મ્હારી માતા હતી તે ગુરૂથઈ પછીથી બોધી આ વાત શાણી.

દૃષ્ટાન્ત ૩ જાુ.

**સંબંધીમાં સગામાં વળિ ગુરૂજનમાં પ્રીતિ હોતી નથી જે,**
**સન્મિત્રોમાં રહે છે સકળ સમજાુને સાથ વિશ્વાસની તે,**
**આથી વિદ્વજ્જનોને યદુપતિની અને પાર્થની પ્રીતિ કેરી,**
**વેદ વ્યાસે રચેલી મધુરતર કથા સાંભરે છે ઘણેરી,**
**ભાઇશંકર.**

આમાં પ્રીતિનો અને વિશ્વાસનો ચમત્કારિક સદ્ભાવ વર્ણવ્યો તેથી એ સહોક્તિ.

---

(૨૨) **विनोक्त्यलंकार**–The Speech of absence.

વ્યાખ્યા:–પ્રસ્તુત એટલે વર્ણનીય વસ્તુને કોઇ વસ્તુ વિના (વિના એ શબ્દે અથવા શબ્દ સિવાય) હીન અથવા રમ્ય કહી કરેલુ વર્ણન તે વિનોક્ત.

દૃષ્ટાન્ત ૧ લુ.

વિદ્યા અતિશય મેળવી તપથી રીઝવ્યા શ્રીપતિ,
ને શીરપરે ચારેય હસ્તો છે રમા કેરાવળી.

---

(૨૨) **विनोक्तिश्चेद्विनाकिंचित्प्रस्तुतं हीनमुच्यते ।**
પ્રથમ અને દ્વિતીય દૃષ્ટાન્ત આનાં ઉદાહરણ રૂપ છે- તેમજ
**तच्चेत्किंचिद्विना रम्यं विनोक्ति सापि कथ्यते ।**
તૃતિય દૃષ્ટાન્ત આના ઉદાહરણ રૂપ છે.

ભૃત્યો ઘણા, સુખો ઘણાં પરિજન અને મિત્રો ઘણાં
સમૃદ્ધિ સહુ નવ કામની નવ કામની ચારૂ વિના.

આમાં અતિશય વિદ્યા મેળવી, તપ કરી વિષ્ણુ ને રીઝાવ્યા, લક્ષ્મીની પણ મહદ્ કૃપા મેળવી તેમજ ઝાઝા સેવકો, નાનાવિધ સુખો મમતા રાખનારાં સગાંઓ અને મિત્રો વિગેરે ભાતભાતની, સમૃદ્ધિ મેળવી તે સઘળીયે નવ કામની એટલે નવોઢા પત્ની, સિવાય નવ કામની એટલે કામ વગરની છે એમ 'વિના' શબ્દ સહિત હીનત્વ વર્ણવવામાં આવ્યું તેથી વિનોક્ત.

દૃષ્ટાન્ત ૨ જું.

છે હેમહર્મ્યો પુલિનપરને હેમ વળુકા પણ રૂડી,
કુમુદ પદ્મ ખીલે અને શુચિ તરૂ ઘટાઓ પણ લચી;
જેનું કર્યું પયપાન નીલકંઠે અને શ્રીપણ વરી *
કાસાર આ એવુંજ સખીરી ! એક હંસ જતાં અલી!

આમાં વર્ણનીય જે કાસાર એટલે સરોવર તેનું હંસ જતાં 'વિના' એ શબ્દાભાવે હીનત્વ જણાવ્યુ તેથી વિનોક્તિ.

દૃષ્ટાન્ત ૩ જું.

રાજન્ તુજ શોભે સભા
ખળવિણ સુંદર આજ,

---

* નીલકંઠ એટલે મહાદેવ અને મયુર તેમજ શ્રી એટલે લક્ષ્મી અને શોભા.

વર્ત્યો અતિ આનંદ, છે
હર્ષાન્વિત સમાજ.

આમાં ખળ વિના શોભે છે એમ 'વિના' શબ્દ સહિત રમ્યત્વ વર્ણવ્યું તેથી એ પણ વિનોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૪ થુ.

ચંદ્ર વિના જેવી જામનીરે
દીપ વિના જેમ ધામ,
ત્યમ વિભીષણ બાંધવ વિના
દીસે ઉજજડ લંકા ગામ વીરા.
ભળીઆ સાથે બાથ વીરા
કાં દુભ્યા શ્રી રઘુનાથ વીરા.

પ્રેમાનંદ.

આમાં 'વિના' એ શબ્દ સહિત વર્ણનીય જે લંકા તેનું વિભીષણ વિના હીનત્વ વર્ણવવામાં આવ્યુ તેથી એ વિનોક્તિ.

દૃષ્ટાન્ત ૫ મુ.

ભલે ધર્યા હોય બધા શરીરમાં,
રૂડા અલંકાર કુલાઈ ચિતમાં,
મુખે અલંકાર ન એક જો હશે,
કદાપિ શોભા ખરી તે ન પામશે.

ભાઇશંકર.

આમાં 'વિના' એ શબ્દાભાવે પણ વર્ણનીય જે શોભા તેનું મુખે અલંકાર ન હોવાથી હીનત્વ વર્ણવ્યુ તેથી એ વિનોકિત.

---

(२३) समासोक्त्यलंकार–The Model Metaphor.

વ્યાખ્યાઃ—સમાન એવાં કાર્ય, લિંગ કે શ્લેષયુકત વચન વડે પ્રસ્તુત એટલે વર્ણનીયમાં અન્ય વસ્તુના વ્યવહારનો સમારોપ કરી કરેલું વર્ણન તે સમાસોકિત.

## કાર્યપોષિત.

દૃષ્ટાન્ત ૧ લું.

સુવાસનો હૃદય લોભ ધરાવનારા,
શબ્દે મધુર સઉનાં દિલ ખેંચનારા,
આ ચુમતા લલિત કોમલ મંજરીને
તું ઝાલ ઝાલ સખી ! આ ઉડતા અલિને.

આમાં સુવાસનો લોભ ધરાવવારૂપ, મધુર શબ્દે મન હરવા રૂપ અને ચુંબન કરવારૂપ સમાન કાર્યોએ કરીને વર્ણનીય જે ભ્રમર તેને વિષે અપ્રસ્તુત એવા કોઇ વિલાસી જનના વ્યવહારનો સમારોપ કર્યો તેથી એ કાર્યપોષિત સમાસોક્તિ.

---

(२४) समासोक्तिः परिस्फूर्तिः प्रस्तुते प्रस्तुतस्य चेत् ।

દૃષ્ટાન્ત ૨ જું.

અહો વસન્ત સમીર તું,
કનક કલશ શાં સ્તનનાં પરિકરને
પરાં કરી આલિંગે
બળાત્કારથી ધન્ય ધન્ય તુજને.

આમાં બળાત્કારથી આલિંગન કરવારૂપ સમાન કાર્યે કરીને વર્ણનીય જે વસન્ત સમીર તેમાં કોઇ ધૂર્તકામીના વ્યવહારનો સમારોપ કર્યો તેથી એ કાર્યપોષિત સમાસોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

નિરમળ જળ અરપીને,
મેઘ શુશોભિત જુઓ કરે અબ્ધિ.
ક્ષારપણું ધારીને
મિષ્ટપણું દે ઉદારતા લબ્ધિ.

પ્રેમાનંદ.

આમાં શુશોભિત કરવારૂપ અને ઉદારતારૂપ સમાન કાર્યે કરીને પ્રસ્તુત જે અબ્ધિ તેમાં કોઇ સજ્જન પુરૂષના વ્યવહારનો સમારોપ કર્યો તેથી એ કાર્યપોષિત સમાસોક્તિ.

---

## લિંગપોષિત સમાસોક્તિ,

દૃષ્ટાન્ત ૧ લુ.

બેસે આવી ઉડે અને ચુમે વળી હરખાય;
ભોગી લતાનો ભૃંગ આ ખુશી થતો ઉડી જાય.

આમાં પુલ્લિંગ અને સ્ત્રીલિંગત્વ વડે ભૃંગ અને લતામાં અપ્રસ્તુત એવાં જે નાયક અને નાયિકા તેમના વ્યવહારનો સમારોપ વર્ણવ્યો તેથી એ લિંગપોષિત સમાસોક્તિ.

દૃષ્ટાન્ત ૨ જુ.

શકે કો પારને પામી પ્રેમીનાં દીલને સખા.!
સૂર્ય આ જો ગયો પેલો કરી સંકેત વ્યોમમાં.
સન્ધ્યાને પલ્લવી નેત્ર તણીથી સ્હુમજાવ્યું કે,
પછીથી આવજે વ્હાલી! આનન્દે રંગભૂવને. *

આમાં સૂર્ય એ પુલ્લિંગ અને સન્ધ્યા એ સ્ત્રીલિંગ હોવાથી લિંગે કરીને તેમનામાં નાયક નાયિકાના વ્યવહારનો સમારોપ કર્યો તેથી એ લિંગપોષિત સમાસોક્તિ.

* * *

---

*પ્રેમીઓ નેત્રથી વાત કરી શકે છે.
મમનેત્રથી ચાહી રજા તુજની તુજ નેત્ર નિરાશ થતા ઢળીઆં;
સુણી આશિશ સ્હેજ મહીં સખીરી! પછી નેત્ર પ્રફુલ્લ જરા બનીયાં,

દૃષ્ટાન્ત ૩ જું.

માધવી શું લઇ સાંઇ રસાળે,
મુકુલ પુલક દરસાવે,
જગ નિર્લજ્જ ભાળી બાળેરાં,
કરૂણુ હસે સહી! હાવે;
નટવર મદભર ભર રૂતુરાજે
ખેલે રતી રેલી રૂતુ ઘેલી અલબેલી સંગ આજે.
કેશવલાલ.

આમાં પુલ્લિંગ સ્ત્રીલિંગત્વે કરીને રસાળ માધવી એટલે આંબા અને મોગરાની વેલમાં અપ્રસ્તુત એવાં નાયક નાયિકાના વ્યવહારનો સમારોપ વર્ણવ્યો તેથી એ લિંગપોષિત સમાસોક્તિ.

---

## શ્લેષપોષિત.

દૃષ્ટાન્ત ૧ લું.

જો આ પોઢી કુમુદિની.
મુખપર કર મુકીને શશી ઉઠાડે,
વ્હાલ અતિ ધરી હૃદયે
ચુમ્બન કરીને રીઝાવતો જો એ. ×

આમાં કર એ શ્લેષ વડે પ્રસ્તુત જે ચંદ્ર અને કુમુદિની તેમાં નાયક નાયિકાના વ્યવહારનો સમારોપ વર્ણવ્યો તેથી એ શ્લેષપોષિત સમાસોક્તિ.

* * *

---

× Stolen kisses are sweet.

દૃષ્ટાન્ત ૨ જું.

મધુપસંગ મધુથી તરુ ડોલે
બોલસરી ખીલંતી,
ટવળે ત્યમ ત્યમ ટમટમી મહિલા
વિરહાનળથી જળંતી.
નટવર મદભર ભર ઋતુરાજે
ખેલે રતિરેલી ઋતુઘેલી અલબેલી સંગ આજે.

કેશવલાલ.

આમાં મધુપ અને મધુ એ શ્લેષ વડે પ્રસ્તુત જે ભ્રમર અને ફૂલનો રસ તેમાં મદિરા અને મધુપાન કરનારના વ્યવહારનો સમારોપ કર્યો તેથી શ્લેષપોષિત સમાસોક્તિ.

દૃષ્ટાન્ત ૩ જું.

ભારે ભાથાં ભરિ શરવડે આ ઋતુ ખુંપ દે છે.
ભૃંગો બોલી બિરુદ બમણી શૌર્ય વૃદ્ધિ કરે છે,
પુષ્પોનાં છે રજ : કરતણા સ્વેદને ટાળવાને
શાને રાખે સ્મર ઢીલ હવે ચક્રવર્તી થવાને.

ભાઇશંકર.

આમાં શસ્ત્રાદિ શ્લેષ વડે પ્રસ્તુત એવા સ્મર વૃતાંતમાં અપ્રસ્તુત એવા કોઇ રાજાના ચક્રવર્તી થવાના વ્યવહારનો સમારોપ વર્ણવ્યો તેથી શ્લેષપોષિત સમાસોક્તિ.

(२४) परिकरालंकार-Insinuator.

વ્યાખ્યા:—સાભિપ્રાય વિશેષણે યુક્ત એવું જે વર્ણન તે પરિકર.

દૃષ્ટાન્ત ૧ લું.

ગરૂડારૂઢ ગોવિંદ ! કષ્ટમોચન હે વિભુ !
સત્વરે આવીને મ્હારૂં કષ્ટ સર્વ હરો પ્રભુ !

આમાં ગોવિંદનું 'ગરૂડારૂઢ' અને વિભુનું 'કષ્ટમોચન' એ વિશેષણો શીઘ્ર આવવાના તથા કષ્ટ કાપવાના સામર્થ્યરૂપ અભિપ્રાય તેણેકરીને યુક્ત હોવાથી એ પરિકર.

દૃષ્ટાન્ત ૨ જું.

પાપમોચિની ગંગે !
હર ! હર ! ધવલ અસુકર તું મ્હારૂં !
કૃષ્ણ થયું તે દુ:ખી હું
પુણ્યદાયિની ! સ્નાતક કર ચારૂ.

આમાં ગંગાનું 'પાપમોચિની' એ વિશેષણ પાપ કાપવાના સામર્થ્યરૂપ અભિપ્રાય તેણે કરી યુક્ત હોવાથી એ પરિકર.

* * *

(२४) अलंकारः परिकरः साभिप्राये विशेषणे ।

દૃષ્ટાન્ત ૩ જું.

બોલ્ય ફરી, મુજ પ્રાણ !
મધુરકંઠી ઓ મુજ વીણા !
દે મુને જીવતદાન,
અમૃતસુર જગવી જ ઝીણા,
બોલ્ય ફરી મુજ પ્રાણ !

નરસિંહરાવ.

આમાં વીણાનું મધુરકંઠી એ વિશેષણ અમૃતસુર જગવવા રૂપ સામર્થ્યરૂપ અભિપ્રાયે યુક્ત હોવાથી પરિકર.

દૃષ્ટાન્ત ૪ થું.

રે દક્ષિણાનિલ ! અદક્ષિણ તૂં બને કાં ?
દે દેહડી દહીજ, અગ્નિસખા ! સખા થા;
ને મુજને પણ અનંગ ! અનંગ કીજે,
આ પ્રાણ પંચશર ! પંચશરે હરીજે.

કેશવલાલ.

આમાં દક્ષિણાનિલ પવનનું અગ્નિસખા એ વિશેષણ દેહ દાહવારૂપ સામર્થ્યરૂપ અભિપ્રાયે યુક્ત હોવાથી એ પરિકર.

દૃષ્ટાન્ત ૫ મું.

ધીરા સુગન્ધી અનિલે વહી વાર વારે.
આકાશનો વિમલ વાળી પ્રદેશ કીધો;

ને તેજના રજતમેઘ ઢળી ઢળીને
રૂપેરી ત્ય્હાં લલિતલોલ ધરો ઉગાવી.

ન્હાનાલાલ.

આમાં મેઘનું રજત એ વિશેષણ ઉગેલી ધરો કરવારૂપ સામર્થ્ય-રૂપ અભિપ્રાયવાળુ હોવાથી પરિકર.

દૃષ્ટાન્ત ૬ ઠું

ત્હેને જરાક અડકી દ્યુતિ અંગુલીથી,
વિશ્વે ઉડાવી મદતેજ તણા તરંગો,
આનંદકન્દ નિજ નેન કમાન માંડી,
ચન્દ્રી સખીગણ વિશે વદી વેણ આ ત્હડાં.

ન્હાનાલાલ.

આમાં અંગુલિનું દ્યુતિ એ વિશેષણ તેજના તરંગો ઉડાવવારૂપ સમર્થ્યે સહિત હોઇ અભિપ્રાયયુકત છે તેથી એ પરિકર.

---

## (૨૬) परिकरांकुरालंकार–The Passing Insinuator.

વ્યાખ્યાઃ–વિશેષ અભિપ્રાયે યુક્ત એવું જે વર્ણન તે પરિકરાંકુર.

(२६) साभिप्राये विशेष्ये तु भवेत्परिकरांकुरः ।

દૃષ્ટાન્ત ૧ લુ.

તુજગુણ કથવાને યોગ્ય ધારૂ ફણીન્દ્ર
નૃપ! વળી લખવાને યોગ્ય છે કાર્તવીર્ય!
શચીશ નિરખવાને ક્યાં હું ક્યાં કીર્તિ ત્હારી,
નહિ નહિ નહિ એમાં હામ પ્હોંચે ન મ્હારી.

આમાં કવિ રાજાને કહે છે કે ત્હારી કીર્તિનું વર્ણન મ્હારાથી થઇ શકે એમ નથી કારણકે તે હેવાને ફણીન્દ્ર એટલે શેષ જેને હજાર જીભ છે તે, લખવાને હજાર હાથવાળો કાર્તવીર્ય એટલે સહસ્રાર્જુન અને જોવાને હજાર ચક્ષુવાળો ઇંદ્ર એજ સામર્થ્યવાન છે! આમાં ત્રણે વિશેષણો સહસ્ર મુખ, હસ્ત અને ચક્ષુ રૂપ અભિપ્રાયે યુકત છે તેથી એ પરિકરાંકુર.

* * *

દૃષ્ટાન્ત ર જુ.

સેવે સહજે શ્રી રસ સહજે,
નખમણિ જ્યાં ઝગમગે,
ચરણકમળ તે અરચે અળતે,
શ્રીપતિ મોહિત દૃગે
અવ કામિનીને અહહ વને
રસ શું રસેશ રીઝવે!
કેશવલાલ.

આમાં 'શ્રીપતિ, અરચે, ચરણકમળ વિગેરે પદ સાભિપ્રાય હોવાથી પરિકરાંકુર.'

દૃષ્ટાન્ત ૩ જું.

હે ભયભંજન, હે જનરંજન, હે અરિગંજન મંજન મોટા,
આશ્રમમાં શ્રમ ના મૃગમારણ, લે સુખકારણ કંચન લોટા;
આ મૃગયા સુગયાવ્રત શી ધરી, માનસ માણસમાં નવ જોટા,
ધન્યં ધની કુરૂકુળમણિ નર, ભૂસુરગોપ્રતિપાળ ન ખોટા.
પ્રેમાનંદ.

આ ભયભટનું ભીમપતિ વચન છે કે, હે ભયભાંગનાર, જન-રંજન, શત્રુવિદારક પરમપવિત્ર! 'જે સુવર્ણપાત્ર જેવા નિર્મળ હોય તે પોતાના સુખને કારણે આશ્રમમાં મૃગમારણ શ્રમ ના લે-આશ્રમના મૃગને મારે નહિ. અર્થાત તમે એવા છો માટે તમે પણ મારશો નહિ ત્યારે શું ક્ષત્રિય કુલોચિત મૃગયાને તમે નિંદો છો? તે વિષે કહે છે કે માણસમાં જેના જોટા નથી એવા હે ભીમ! તમે માનસ (મનમાં) જે આ મૃગયા ધરી છે તે સુંદર ગયાવ્રત જેવી છે. હે કુરૂ કુળમણિ નર! તમને ધન્ય છે. બ્રાહ્મણ અને ગાયનું પાલન કર-નાર છો તે ખોટા નથી; અર્થાત તમે અમારૂં રક્ષણ કરો છો માટે ગોબ્રાહ્મણ પ્રતિપાળ છો, એ વાત યથાર્થ છે 'ભૂસુર ગોપ્રતિપાળ' સંબોધન સાભિપ્રાય છે માટે પરિકરાંકુર અલંકાર.'

---

(૨૬) श्लेषालंकार–Paronomasia or Coalescence

વ્યાખ્યાઃ—નાના પ્રકારના અર્થના બોધ થાય એવી જે શબ્દ રચના તે શ્લેષ.

---

(૨૬) नानार्थसंश्रयः श्लेषो वर्ण्यावर्ण्योभयाश्रितः ।

દૃષ્ટાન્ત ૧ લું.

દુ:ખી હું છું કાંકે અરે નૃપમણિ! દીપ્તશિખ કરી અને,
મુજ બન્ધુ તે આસકત બનીઓ ધુમ્રલેખામાં અરે;
જ્યોતિલેખામાં વળી, મુજગૃહ તજાવ્યું છે મ્હને.
નિર્લેપ માયાથી કર્યો પણ ચાહુ હજી હું તેહને.

આમાં દીપ્તશિખ, ધુમ્રલેખા, જ્યોતિલેખા એ પદો દ્વ્યર્થ હોવાથી આખા દૃષ્ટાન્તના બે અર્થ થતા હોવાથી શ્લેષ.

દીપ્તશિખને બોલનાર બ્રાહ્મણનો ભાઇ ગણતાં અર્થ ખુલ્લો છે. બીજો અર્થ દીપ્તશિખ એટલે અગ્નિહોત્રનો અગ્નિ તે ધુમ્રલેખા અને જ્યોતિલેખામાં લીન થઇ ગયો એટલે ધુમાડાવાળો થઇ સળગી હોલવાઇ ગયો કારણ કે તેને ચાલુ રાખવાનું મ્હારી પાસે કાંઇ પણ સાધન નહિ હતું. આમ થતાં મ્હારે પણ ઘર તજવું પડયું અથવા તો અગ્નિહોત્રના અગ્નિએ ધૂમાડો અને જ્વાળાથી મ્હારૂં ઘર બાળી દીધું અને મ્હને માયાથી નિર્લેપ કર્યો, એ અર્થ.

દૃષ્ટાન્ત ૨ જું.

તું છે નીરસ ને કુટિલ, જડ ને પૂનર્ભવે છે વળી,
પાછો થાય મલીન, તોય તુજને માથે ધરી હું રહી
કિંતુ તું તજતો ન ગુણ તુજ જે પ્રકૃતિથી પામીઓ,
હા! તું તો કચ છે અરે! કચ સમો મ્હેં તો હવે જાણીઓ.

કચ એ શબ્દના બે અર્થ વાળ અને બ્રહસ્પતિનો પુત્ર કચ હોવાથી આ ઉકિતના પણ બે અર્થ થઇ જાય છે તેથી એ શ્લેષ.

દૃષ્ટાન્ત ૩ જાું.

રમ્ભા કરન્તી નૃત્ય હેરી મુદિત થઇ અર્જુન જુએ,
ને નીલકણ્ઠ પણે પીએ પય શ્રી બધે સ્થળ વિહરે;
વળી ભીષ્મ મહિષાસુર પણ દેખું અરે આ સ્થળ ક્યું
વૈકુણ્ઠ કે કૈલાસ, પૃથ્વી, સ્વર્ગ વા ધારૂં હું શું ? * .

રમ્ભા, અર્જુન, નીલકણ્ઠ, પય, શ્રી, ભીષ્મ, મહિષાસુર એ સર્વે પદોના બે અર્થ થતાં હોવાથી આમાં અંગો અંગે શ્લેષ અલંકાર છે. રમ્ભાઃ—અપ્સરા રમ્ભા અને કેળ. અર્જુનઃ—ધનુર્ધર અર્જુન અથવા અર્જુન નામનું વૃક્ષ. નીલકણ્ઠઃ—હળાહળ પીવાથી અને ગૌરીએ હાથ દઇ અટકાવ્યાથી જેને ગળે ઝેર અટકી રહ્યું છે એવા નીલારંગના કણ્ઠવાળા મહાદેવ અને મયુર. પયઃ—દુધ અને પાણી શ્રીઃ—લક્ષ્મીજી અને શોભા, ભીષ્મઃ—ગંગાકુમાર શ્રી ભીષ્મ પિતામહ અથવા સત્યવ્રત અને ભયંકર (વિશેષણ). મહિષાસુરઃ—એ નામનો અસુર અને પાડો.

ગામની ભાગોળે આવેલા, કાંઇ સુંદર બગીચાવાળા તળાવનું આ વર્ણન છે પણ શ્લેષના યોગે એ રસિકોના હૃદયને ઘણુંજ આલ્હાદકારક થઇ પડયું છે.

દૃષ્ટાન્ત ૪ થું.

તારાપતિ કુમુદિની પીલતો જણાયે,
પાદે, વળી દુઃખ દ્વિજાતિ પ્રતિ દીએ તે,

---

* ' સાહિત્ય ' ડીસેંબર ૧૯૨૧ ના અંકમાં ' શ્લેષ ' એ શીર્ષકથી આ દૃષ્ટાન્ત પ્રકટ થયું હતું.

ને શેષ કલેશ કરતોજ વિયોગીઓને
છે એ નિશાચર ઘટેજ બધુંય એને.

આમાં નિશાચર પદના રાત્રિએ ફરનાર અને ચોર એમ દ્વયર્થ હોવાથી આખા દૃષ્ટાન્તનો અર્થ ફરી જાય છે તેથી શ્લેષ.

દૃષ્ટાન્ત ૫ મું.

વનિતાઓ વિદ્વાનની
ખરોખરી બહુ વાર;
પદ પ્રમાણુ વાકયે કરે
ચતુરા ચતુરા સાર. *

આમાં પદ પ્રમાણુ અને વાકયના વ્યાકરણુ અને પાય-ચરણુ, ન્યાયશાસ્ત્ર અને અંગતું કદ અને મીમાંસા અને બોલવુ તે એમ બબ્બે અર્થ થતા હોવાથી આખા દૃષ્ટાન્તના બે અર્થ થતા હોવાથી શ્લેષ.

* * *

દૃષ્ટાન્ત ૬ હું.

રાતાં ભૂરાં નિરખી અડધા તંતુ ફૂટયાં કદંબો,
ભીને કાંઠે, પ્રથમ કુટતિ કેળની ખાઇ ડુંખો;
સિંચાયેલી જળથી ભૂમિનો વાસ લેતાં વનોમાં,
સારંગોનાં યુથ ઘન ! બધો માર્ગ દેખાડશે ત્યાં.

**કિલાભાઇ.**

---

* 'સાહિત્ય' એપ્રિલ ૧૯૨૧ના અંકમાં આ દૃષ્ટાન્ત 'એક તુલના' એ શીર્ષકથી પ્રકટ થયુ હતું.

'આમાં સારંગ પદ અનેકાર્થ યુક્ત હોઈ છેલ્લા ચરણના અનેકાર્થ થતા હોવાથી શ્લેષ. 'અહીં સારંગ શબ્દના ચાર અર્થ છે–ભમરા, હરિણ, ચાતક અને હસ્તી. ખીલેલા કદંબ તરફ ભમતા ભમરાઓ–નવી કૅળોની કુંપો ખાતાં હરિણો અને ભૂમિનો વાસ લેતા હાથીઓ અને બોલતા ચાતકો તારા માર્ગને સૂચવશે.'

'પડી છું પાય પ્રભુ, કર ધરિયે;
મ્હેર વિનાજ તમારી,
દેહ દહે હરિ હા ! હિમકર પણ'
એવું રહી ઉચ્ચારી.
નાથ ! સનાથ બિચારી.
કેશવલાલ.

આમાં હરિ એ પદ દ્વયર્થ હોવાથી આખી કડીના બે અર્થ નીચે મુજબ થતા હોવાથી શ્લેષ. "રાધાનું ઉપરથી કહેવું એમ છે કે 'અહો કામદેવ ! તમારી અવકૃપાએ શીતળ ચંદ્ર પણ મને બાળે છે. બાકી જેના ઉપર તમારી મ્હેર હોય તેને પિયુનો વિરહજ કયાંથી ? માટે તમારે પગે પડી વિનવૂં છું કે પ્રભુ ! તમે મારો હાથ રહાઓ, મ્હારી વ્હારે ચઢો, ને હરિને પણ મારી પેઠે વિહ્વળ બનાવી મારી પાસે લાવો.' અંતર્ગત અભિપ્રાય એવો છે કે 'હરિ ! તમારી અવકૃપાએ શીતળ ચંદ્ર પણ મને બાળે છે. બાકી જેના ઉપર તમારી મ્હેર હોય તેને દુઃખ કેવું ? માટે હે પ્રભુ ! તમારે પગે પડી વીનવૂં છું, કે તમે આવીને મારો હાથ રહાઓ, મને તમારી કરો !' "

---

(२७) अप्रस्तुतप्रशंसालंकार–Indirect Description.

વ્યાખ્યાઃ–અપ્રસ્તુત વૃતાંતના વર્ણન વડે પ્રસ્તુત વૃતાંતની પ્રતીતિ થાય એવું જે વર્ણન તે અપ્રસ્તુતપ્રશંશાલંકાર. તેના પાંચ પ્રકાર છે. ૧, સારૂપ્યનિબન્ધના, ૨, સામાન્યનિબન્ધના, ૩, વિશેષનિબન્ધના ૪, કારણનિબન્ધના અને ૫ કાર્યનિબન્ધાના,

## સારૂપ્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

વ્યાખ્યા–સમાનરૂપ ધર્મે કરીને પ્રતીતિ થાય તો સારૂપ્યનિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

દૃષ્ટાન્ત ૧ લુ.

નવ તિરસ્કર જુઇ ! તું
અલિ આવ્યો આ ડોલર યોગ્ય અહીં,
ઘુણાક્ષર * ન્યાય થકી,
સહજ મળ્યો તે નવ પરિત્યજ આલી !

આમાં અપ્રસ્તુત જે જુઇ તેને ભ્રમરની અવગણના ન કરવા રૂપ વૃતાંતે કરીને પ્રસ્તુત એવી જે કન્યકા તેને સહેજે મળેલા–કુલીન પ્રિયની અવગણના ન કરવા રૂપ વૃતાંતની પ્રતીતિ, અવગણના ન કરવા રૂપ સમાન ધર્મે થઇ તેથી સારૂપ્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

(२७) अप्रस्तुतप्रशंसा स्यात्सा यत्र प्रस्तुताश्रया ।

* ઘુણાક્ષર ન્યાયઃ આકસ્મીક. ઘુણાક્ષરઃ એક જાતનો જીવડો જે લાકડાની છાલ કાતરે છે તે વખતે આકસ્મીક અક્ષરે કોઇ વખત લખાઇ જાય છે તે.

દૃષ્ટાન્ત ૨ જું.

ધન્યવાદ ત્હુનેજ પક્ષી માંહી ચકોર હે !
ચન્દ્ર વિના તું ક્યાંય યાગ્ચા કો દી નવ કરે.

આમાં અપ્રસ્તુત જે ચકોર તેની ચંદ્ર વિના બીજા કોઇ પાસે યાચના ન કરવા રૂપ વૃતાંતે કરીને પ્રસ્તુત એવો જે કુલીન પુરૂષ તેની ક્ષુદ્ર માણસો પાસે ન માગવારૂપ વૃતાંતની પ્રતીતિ, યાચના ન કરવા રૂપ સમાન ધર્મે થઇ તેથી સારૂપ્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

માથાં પરસ્પરથિ જોડિ ઉભા કરેલા,
જે વાંસ હોય ત્રણ, ખંતથી ગોઠવેલા;
તેમાંથી એક ખસી જાય કદાપિ મિત્ર !
તો બે ઉભા રહિ શકે નહિં, એ ન ચિત્ર.

ભાઇશંકર.

આમાં વાંસના અપ્રસ્તુત વૃતાંતનું કથન'આપણે ત્રણ જણુ રાજ્યના સ્તંભરૂપ હોઇ આપણામાંથી જો એક જણ ખસી જશે તો બીજા બેનો યે ટકાવ નહિ થાય' એ પ્રસ્તુતાર્થમાં પર્યવસાન પામે છે અને ખસી ન જવા રૂપ સમાન ધર્મે વૃતાંતની પ્રતીતિ થઇ તેથી એ સારૂપ્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

## સામાન્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

વ્યાખ્યાઃ—સામાન્ય ધર્મે કરીને પ્રતીતિ થાય તો સામાન્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

દૃષ્ટાન્ત ૧ લું.

કરી શત્રુ બળવાન, ઉદાસીન થઇ બેસશે,
ચીરે અગ્નિ લઇ ભાન, ભૂલી દારૂપર તે સૂએ.

આમાં બળવાન શત્રુ સાથે વૈર કરી વીસે મ્હોડે બેસવું એ વિગેરે સામાન્ય અપ્રસ્તુત વૃતાંતે કરીને બળવાન એવા જે શ્રી રામચંદ્ર સાથે સીતાનું હરણ કરી વૈર કરી રાવણે ઉદાસીન થઇ બેસવું એ અનુચિત છે એ પ્રસ્તુત વૃતાંતની પ્રતીતિ થવાથી સામાન્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

જેથી બધું સ્વહિત સિદ્ધ થયેલ જોય,
જેમાં વળી શુભ ભવિષ્યની આશ હોય;
તે સ્નેહીને પણ સ્વતંત્ર રહી કહે જે,
સાચીજ વાત, નર વંદન યોગ્ય છે તે.

ભાઇશંકર.

આમાં "માત્ર અપ્રસ્તુત સામાન્ય વાત કરીને તે ઉપરથી 'ગંભીરસિંહ કે જેથી રતિલાલનું બધુ હિત થયેલું છે અને જેમાં હજી પણ રતિલાલને પોતાના શુભ ભવિષ્યની આશા છે, તેથી પણ

નહિ દબાતાં તથા કશી ખુશામત નહિ કરતાં રતિલાલ પોતે સ્વતંત્ર રહીને સાચીજ વાત કરે છે, માટે રતિલાલ સર્વ લોકોએ પ્રણામ કરવા યોગ્ય અતિ પવિત્ર છે' એ પ્રસ્તુત વિશેષ વાતનું ભાન આપ્યું છે તેથી સામાન્ય નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા."

---

## વિશેષ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

વ્યાખ્યા:—વિશેષ ધર્મ કરીને પ્રતીતિ થાય તો વિશેષ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

દૃષ્ટાન્ત ૧ લું.

ખોળામાં મૃગ બેસાડયે થયો તે મૃગલાંછન,
કિન્તુ ટોળું નસાડયે આ ગણાયેલા મૃગાધિપ.

આ શ્રીકૃષ્ણ પ્રતિ બલિભદ્રનું વાકય છે કે:-મૃગને ખોળામાં બેસાડવાથી તે મૃગલાંછન કહેવાયો, અને સિંહે તેને ભગાડવાથી-ક્રોધ દાખવવાથી તે મૃગાધિપ કહેવાયો એ અપ્રસ્તુત વૃતાંત વડે ક્રુરમાણસ ને કીર્તિ વરે છે અને વ્હાલસોયા-મૃદુહૃદયવાળાને લાંછન લાગે છે એવા વૃતાંતની પ્રતીતિ થઇ તેથી એ વિશેષ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

કૌમુદીમાં ક્રુરે સૌએ કહેતાં અમૃતવર્ષિણી,
તરણીની પ્રભા એ છે કિંતુ એ દુઃખદાયિની.

આમાં મૃદુત્વને લઇ કૌમુદી અમૃતવર્ષિણી કહેવાય છે અને તેનો સૌ લાભ લે છે જ્યારે એ કૌમુદીની મૂળભૂત જે સૂર્યપ્રભા તે ઉગ્રત્વને લઇને દુઃખદાયિની થાય છે એ અપ્રસ્તુત વૃતાંતના વર્ણને કરીને મૂળે કરડી એવી રાજસત્તાના કોઇ મૃદુહૃદયવાળા અધિકારીના કીર્તિકર એવા વૃતાંતની પ્રતીતિ થઇ તેથી એ વિશેષ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

---

## કારણ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

વ્યાખ્યાઃ—કારણ ધર્મે કરીને જો પ્રતીતિ થાય તો કારણ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

દૃષ્ટાન્ત ૧ લું.

તુજ અધરને માટ, અમૃત નીધિથી કહાડીયું,
એ શોકે ખારાટ, આવ્યો આ ઉદધિ મહીં.

આમાં દેવ દાનવોએ સાગર મંથન કરી અમૃત કહાડી લેવારૂપ કારણ એવું જે અપ્રસ્તુત વૃતાંતનું વર્ણન તેનાથી કાર્યરૂપ જે 'ત્હારા અધર' એ પ્રસ્તુત વૃતાંતની પ્રતીતિ થવાથી કારણ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંસા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સાર ઇન્દુમણ્ડલનો હરી,
દમયન્તી મુખ તે સૌ ભરી;

લાંછનવાળો કીધો ચન્દ,
એ સ્હમજે નહિ તે મતિમન્દ.

૨.

આમાં ઇંદુમણ્ડલનો સાર કાઢી લેવારૂપ કારણ એવું જે અપ્રસ્તુત વૃતાંતનું વર્ણન તેનાથી કાર્યરૂપ જે દમયન્તીના મુખમણ્ડલના લોકોત્તર સૌંદર્યરૂપ પ્રસ્તુત વૃતાંતની પ્રતીતિ થવાથી કારણ નિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

---

## કાર્યનિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

વ્યાખ્યાઃ—કાર્યધર્મે કરીને જો પ્રતીતિ થાય તો કાર્યનિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

દૃષ્ટાન્ત ૧ લું.

પ્રિયતમ ! ત્હમારા ચરણના નખની ઝીણી કણિકા મળી,
તમ પાદ પ્રક્ષાલન સમે જળમાં નીધિમાં તે વહી;
ગંગાથકી, તેથી કરી મંથન સમે નવનીત શો,
હે કૃષ્ણ વ્હાલમ્ ! તેહ કેરો ચન્દ્ર સુરગણને જડયો.

આમાં અપ્રસ્તુત એવી ગંગાના પ્રવાહમાં તણાઇને નીધિમાં ગયેલી ચરણનખની ઝીણી ઝીણી કણિકાઓનાં કાર્યરૂપ જે ચંદ્ર તેના વૃતાંતે કરીને નખકાંતિના ઉત્કર્ષરૂપ પ્રસ્તુત વૃતાંતની પ્રતીતિ થઇ તેથી કાર્યનિબન્ધના અપ્રસ્તુતપ્રશંશા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ગતિ જોઇ કામિની તાહારી,
ગુમાન હંસ તણું ગયુ ગળી,
પરભૃત મૌન સુણી સંલાપ,
જુએ ન મૂર્ખ તે આપોઆપ.

૨.

આમાં અપ્રસ્તુત એવા હંસના ગુમાન ગળવાના અને પરભૃત-કોકિલના મૌન રહેવાના કાર્યરૂપ વૃતાંતે કરીને ગતિ તથા સંલાપ-ભાષણના ઉત્કર્ષરૂપ પ્રસ્તુત વૃતાંતની પ્રતીતિ થઇ તેથી કાર્ય નિબન્ધના અપ્રસ્તુત પ્રશંશા.

---

( ૨૮ ) प्रस्तुतांकुरालंकार—The Passing Allusion.

વ્યાખ્યાઃ—એક પ્રસ્તુતાર્થમાં અન્ય પ્રસ્તુતાર્થનું દ્યોતન થાય તે પ્રસ્તુતાંકુર.

દૃષ્ટાન્ત ૧ લું,

વસંતે વાસનો લોભી, કાલાવાલા કરે અલિ,
મલયાનિલ કૌમુદી આવી ઉઘાડતાં કળી.

---

( ૨૮ ) प्रस्तुतेन प्रस्तुतस्य द्योतने प्रस्तुतांकुरः ।

આમાં વસંત ૠતુમાં ભ્રમર, લતા, દક્ષિણાનિલ અને કૌમુદીનો વૃતાંત જે પ્રસ્તુત છે તેમાં પ્રસ્તુત એવા જે નાયક નાયિકાના વૃતાંતનું ધોતન કર્યું તેથી પ્રસ્તુતાંકુર.

દૃષ્ટાન્ત ૨ જું.

* * *

જાતપાંત એ નવ જુવે, જુવે ન ઠામ કુઠામ;
યત્ર તત્ર ત્રુઠી પડે, યદાતદા ઘનશ્યામ.

સવિતાનારાયણ.

' એમાં વનવિહાર કરવા નાયક નાયિકા નીકળેલાં છે, તેવામાં ઘન ઘેરાઈ આવી બુન્દ પડવા લાગ્યાં તે સમયની નાયકાની ઉક્તિ છે, ઘનશ્યામ એટલે કાળો મેઘ તેના સ્વભાવ વર્ણનરૂપ અર્થ પ્રસ્તુત છે, તે વડે સંગી એવા નાયકને પણ ઘન સરખો અવિવેકી સ્વભાવ ન રાખવાના ઉપદેશરૂપ જે વિવક્ષિત એવો અન્ય પ્રસ્તુતાર્થ તેનું પણ ધોતન કરવામાં આવ્યું, તેથી પ્રસ્તુતાંકુરાલંકાર જાણવો.'

---

## (२९) पर्यायोक्तालंकार–Periphrasis.

### પ્રથમ પર્યાયોક્ત.

વ્યાખ્યાઃ વર્ણનીયનું ચમત્કારજનક રૂપાંતરે કરીને કરેલુ વર્ણન તે પ્રથમ પર્યાયોક્ત.

દૃષ્ટાન્ત ૧ લું.

ધન્યધીર સૌમિત્ર ! સુલોચના સુખનો રવિ
કર્યો અસ્ત રણધીર, બ્રહ્મચારી વન્દુ ત્હને.

---

(२९-१) पर्यायोक्तं तु गम्यस्य वचो भंग्यन्तराश्रयम् ।

આમાં 'ઇંદ્રજીતનો વધ કર્યો' એ વર્ણન કરવા યોગ્ય વૃત્તાંતનું 'સુલોચના સુખના રવિનો અસ્ત કર્યો' એમ ચમત્કારજનક રૂપાંતરે કરીને કથન કર્યું તેથી એ પ્રથમ પર્યાયોક્ત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

કમાડ ભીડી સઘડી જગાવી,
પ્રસંગ પ્યારા જનના જમાવી;
ઘરો તણા ગર્ભ વિષે રહેજે,
શિશિરનો ગર્વ મટાડી દે તે.

ભાઇશંકર.

આમાં 'કમાડ ભીડવા આદિ ક્રિયાઓ ગોઠવીને જે માણસ ઘરના ગર્ભમાં રહે તેને ટાઢ કશી પીડા કરી શકે નહિ, એટલુંજ જે વિવક્ષિત છે તેને તેના કરતાં પણ અતિ રમણીયતાવાળા શિશિરનો ગર્વ મટાડી દે તે એ વાક્યરૂપ પ્રકારાન્તરથી કહ્યું' તેથી એ પ્રથમ પર્યાયોક્ત.

દૃષ્ટાન્ત ૩ જું.

અદ્રિ કેરૂં શિખર પવને શું ઉડે, એમ ધારી,
જોવાતો તું ચકિત બનતી મુગ્ધ સિદ્ધાંગનાથી,
ઉડી વ્યોમે સરસ નિચુલ સ્થાનથી, ઉત્તરે, આ,
દિઙ્નાગોના સ્થુળ કરતણો ગર્વ ઉતારતો જા.

કિલાભાઇ.

એમ કહેવાય છે કે નિચુલ અને દિઙ્નાગ નામના કાલિદાસના સમવયસ્ક કવિઓ હતા. નિચુલને કાલિદાસ માટે સારો સદ્ભાવ હતો ને કાલિદાસને દિઙ્નાગ માટે પ્રતિસ્પર્ધિત્વથી સદ્ભાવ ન હતો એમ મલ્લિનાથ નામનો મેઘદૂતનો પ્રખ્યાત ટિકાકાર કહે છે. આ અર્થ બરાબર હોય તો 'દિઙ્નાગને હઠાવવો' એ વર્ણનીયનું 'સ્થુળ કરતણો ગર્વ ઉતારવો' એમ ચમત્કારજનક રૂપાંતરે કરીને કથન કર્યું તેથીએ પ્રથમ પર્યાયોક્ત. બીજો અર્થ લેતાં દિઙ્નાગ એટલે દિશાને પાળનાર હસ્તિઓ તેમને 'હઠાવતો જા' એ વર્ણનીયનું 'સ્થુલ કરતણો ગર્વ ઉતારતો જા' એમ ચમત્કારજનક રૂપાંતરે કરીને કથન કર્યું તેથી પણ પ્રથમ પર્યાયોક્ત.

---

## દ્વિતીય પર્યાયોક્ત.

વ્યાખ્યાઃ—કોઇ મીષે કરીને પોતાના કે બીજાના ઇષ્ટ કાર્યના સાધનનું વર્ણન તે દ્વિતીય પર્યાયોક્ત.

## પરેષ્ટ સાધનરૂપ દ્વિતીય પર્યાયોક્ત.

વ્યાખ્યાઃ—બીજાનું ઇષ્ટસાધન વર્ણવાય ત્યાં પરેષ્ટ સાધનરૂપ દ્વિતીય પર્યાયોકત.

દૃષ્ટાન્ત ૧ લુ.

બેસ કાંતિ! પ્રિય સખીરી! અમે જઇએ હર્મ્યમાં,
પ્રિય કાંત! બેસો આપ પણ થયુ સ્મૃત્ય અધુના કાર્યઆ;

ચાલો લલિતા ફોઈબાએ કહ્યું તે કરીએ અલી,
નહિ તો પછી ઠપકો મળે ! દુઃભાય પાછી પ્રિયસખી. *

આમાં કાન્તિ અને કાન્તને બેસાડી ફોઈબાએ બતાવેલું કામ કરવાનું મિષ કહાડી બહાર જઈ તેમના ઇષ્ટનું સાધન કર્યું તેથી એ પરેષ્ટ સાધનરૂપ દ્વિતીય પર્યાયોક્ત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

મુજ જેવી ભૂલકણી હશે,
કોણ બીજી આ દુનિયા વિશે,
ભૂલી હું ફેરવવી રોટલી,
બેસો બેય કરો ગોઠડી.

૨.

પોતાની સખીના પ્રિય રમણનું સન્માન કરી તેને સખી સાથે મળતા દેવાનો વખત આપવા માટે રોટલી ફેરવવાનું ભૂલી, એવું બહાનું કહાડી બહાર જઈ તેમનું ઇષ્ટ સાધ્યું તેથી એ પરેષ્ટ સાધનરૂપ દ્વિતીય પર્યાયોક્ત.

---

## સ્વેષ્ટ સાધનરૂપ દ્વિતીય પર્યાયોક્ત.

વ્યાખ્યાઃ—પોતાનું ઇષ્ટસાધન વર્ણવાય ત્યાં સ્વેષ્ટ સાધન રૂપ દ્વિતીય પર્યાયોક્ત.

---

(૨૯-૨) पर्यायोक्तं तदप्याहुर्यद्व्याजेनेष्ट साधनम् ।

* મ્હારા 'કાન્તિ બ્હેન' નામક પુસ્તકમાથી એક પ્રસંગ.

દૃષ્ટાન્ત ૧ લુ.

"ભૃખુભાન સુતે ! મુજ આપ દડા દ્યય"
એમ પછી વનમાળી વદે;
મળતાં પ્રતિ ઉત્તર
" ના, ન........"
કરે ઘનશ્યામ કુચ દ્યયનેજ ગ્રહે.

આમાં દડાને મિષે ઘનશ્યામે કુચમર્દનરૂપ જે સ્વેષ્ટ–પોતાનું ઇષ્ટ સંપાદન કર્યું તેથી એ સ્વેષ્ટ સાધનરૂપ દ્વિતીય પર્યાયોક્ત.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

"ઉઠો ઉઠો વીંછી અહીં ગયો,"
સુણી સાથ સૌ ઉભો થયો;
"જગ્યા મળી" કહી અક્કલચંદ
બેઠો બનાવી સૌ મતિમંદ.

૨.

આમાં વીંછી અહીં ગયો કહી સઘને ઉઠાડીને પોતાને માટે જગ્યા કરી બેસવાનું અને બીજાંને બનાવવાનું અક્કલચંદનું કાર્ય સ્વેષ્ટ સાધનરૂપ હોવાથી એ સ્વેષ્ટસાધનરૂપ દ્વિતીય પર્યાયોક્ત.

(३०) व्याजस्तुत्यलंकार—Artful Praise.

વ્યાખ્યા:-નિંદા અથવા સ્તુતિથી સ્તુતિ અથવા નિંદાનું વર્ણન તે વ્યાજસ્તુતિ *

દૃષ્ટાન્ત ૧ લું.

ગાલે કાજળ કાલિમા દીસતી આ રોમાંચ અંગે દીસે,
ચર્ચ્યું ચન્દન કુચ ઉપર અલી ! કાંઇ ન દેખાય તે,
પેલા ધૂર્ત પ્રતિ ગઇ ન તું અલી, એવું મ્હને તો દીસે
કાં કે સ્નાતક તું થયેલ ગઇ તું ધારૂં અલી, વાપિએ.

આમાં સખીને પ્રિયતમ પ્રતિ સંદેશો દઇ પાઠવેલી તે પોતેજ તેની સાથે વિહાર કરી આવી તેથી તેને ઉઘાડો ઠપકો ન આપતાં 'તું તેના ભણી ગઇજ નહિ હોય પણ કુવે નાહી આવી હશે. તું જાય તો કામ કરીનેજ આવે.' એ આદિ વાક્યોથી ઉપરથી સ્તુતિ પણ અંતર્ખંડેથી 'તું તેની સાથે વિહાર કરી આવી છે કારણ કે અંગે રોમાંચ દેખાય છે, ગાલે કાજળની કાળાશ આંખે આંજેલુ કાજળી પસરાવાથી આવી છે. કુચ ઉપર ચર્ચેલુ ચન્દન જણાતુ નથી, તેથી એ વાત ખુલ્લી દેખાય છે. આ તે શું સારૂ કહેવાય કે ?" આ ઉપરથી એ વ્યાજસ્તુતિ.

દૃષ્ટાન્ત ૨ જું.

હે કરૂણાકર ! કેવો
ન્યાય ત્હારો કરેલ આ ન્યારો,

---

(३०) उक्तिर्व्याजस्तुतिर्निन्दास्तुतिभ्यां स्तुतिनिन्दयोः ।

* અલંકારોમાં વ્યાજસ્તુતિ ઘણીજ જનમન રંજનકારી છે.

પ્રાતઃસમે તુજ નિંદા
કરનારાનો કાપે દુઃખ ભારો.

આમાં પ્રભુને તારો કેવો અવળો ન્યાય છે કે નિંદા કરનારનાંયે શું દુઃખ કાપે છે એમ કહ્યું છે. બાહ્ય નિંદા લાગવા છતાંયે સ્તુતિ હોવાથી વ્યાજસ્તુતિ.

દૃષ્ટાન્ત ૩ જું.

શિથિલ વિથિલ ચાલે, દુર્બળે અંગ બાલે !
વચન તુજ ત્રુટન્તાં, નેત્રના સ્થીર રહેતાં,
તનુ થરથરતુ કાં ? અંગ રોમાંચ શાં આ ?
પરહિત કરનારી ! શું જ્વરે તું ગ્રહાઈ ! ×

રાસરાણી રાધિકાએ મોકલેલી દૂતી સ્વયં શ્રીકૃષ્ણ સાથે રમી આવે છે તેને રાધિકા પૂછે છે કે ત્હને આ શું થયું ? પરહિત કરતાં ત્હને જ્વર પ્રાપ્ત થયો કે શું ? બહારથી માયા દાખી પૂછે છે પણ અંદરખાનેથી સખ્ત ઠપકો તથા નિંદા હોવાથી વ્યાજસ્તુતિ.

દૃષ્ટાન્ત ૪ થું.

કહ્યુ હતુ તુજને જે, ત્હેં કર્યું સર્વ તે તે,
પરહિત વરપંથે, ચાલતી ઉર ખંતે;
શ્રમ–શ્લથવતી ભાળી, શોક આ ઉર આલી !
શ્રમવિણ નવ સિદ્ધિ, બાઈ ! પશ્ચિમ બુદ્ધિ !×

---

× 'સાહિત્ય' જુલાઈ ૧૯૨૧ ના અંકમાં ત્રીજું અને ચોથું એક દૃષ્ટાન્તો 'પરહિત કરનારી' એ શિર્ષકથી પ્રકટ થયાં હતાં.

આમાં પણ રાસેશ્વરી વૃષભાનદુલારીએ પાઠવેલી દૂતી સ્વયં વનમાળી સાથે વિહાર કરી આવે છે તેને વૃષભાનદુલારી સ્તુતિ પૂર્વક કહે છે કે તું તો ડાહી છે તને કહેલું ત્હેં બધુંય કર્યું છે, તને દુઃખી જોઈ મ્હારૂં હૈયુ બળે છે. ખરેજ ! શ્રમ કર્યા વગર કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી, પણ અંદરખાનેથી એમ કહે છે કે જે જે મ્હારે કરવાનું હતુ તે તે ત્હેંજ મ્હારે બદલેજ કરી લીધું છે! ખરેજ ! તું પરહિતના સુંદર પંથે ચાલનારી તો સરસ છે! શ્રમે શ્લથ જોઇ મ્હને શોક એટલોજ થાય છે કે મ્હેં ત્હને તે કયાં કામ સોંપ્યું ? આપ મુવા વિના સ્વર્ગે ન જવાય એ ખરૂં છે. શ્રમ વિના ઇષ્ટાર્થની સંસિદ્ધિ નજ સંપાદન કરી શકાય! એમ સ્તુતિમાં નિંદા હોવાથી વ્યાજસ્તુતિ.

દૃષ્ટાન્ત પ. ૬.

પૂર્વથી પશ્ચિમે જેનાં છાયાં કીર્તિતણાં વન,<br>
ધન્ય છે આપને એવા ધન્ય વૈશાખનન્દન,<br>
પૂર્વથી પશ્ચિમે જેની કીર્તિ આ જગમાં ભરી,<br>
ધન્ય છે તુજને એવી ધન્ય કાર્તિકસુંદરી.

આમાં ઉપરથી સ્તુતિ છે પણ અંતર્ખંડેથી એક શબ્દાર્થે કરીને નિંદા હોવાથી વ્યજસ્તુતિ. વૈશાખનન્દન એટલે ગધેડો અને—કાર્તિકસુંદરી એટલે કુતરી * એવા અર્થ મ્હને એક—શાસ્ત્રીએ ન્હાનપણમાં કહ્યાથી એક જણને મસ્કરી રૂપે આ પદો કહેતાં તેથી તે હર્ષાન્વીત થયો હતો પણ અર્થ જણાયે તે હર્ષ ગુસ્સામાંજ પરિણમેલ.

* * *

* કાર્તિક માસમાં વિઆય તેથી કદાચ કાર્તિકસુંદરી નામ પડયું હશે.

દૃષ્ટાન્ત ૭ મું.

માંહો માંહે કહે સુંદરી,
મહેતો દીઠે દીઠા હરી.
જુઓ સાથ કેવો કુટડો,
એને પરમેશ્વર તૂઠડો;
કુંવરવહુનું ભાગ્યું દુઃખ,
એવું કહીને મરડે મુખ.

પ્રેમાનંદ.

આમાં બહારથી સ્તુતિ-વખાણ કરી અંદરખાનેથી નિંદાપૂર્વક નાગરીએ વાક્ય ઉચ્ચાર્યાં હોવાથી વ્યંજસ્તુતિ.

દૃષ્ટાન્ત ૮ મું.

બ્રહ્માએ શું વિચારી સહુ ધન ખરચી દિવ્ય સૌન્દર્ય કેરૂં,
વેઠી ઝાઝી વ્યથાને, તરૂણી નિરમી આ, સ્થાન કીધું વડેરૂ,
સ્વચ્છન્દે ચાલનારી સહુ જનહૃદયે આપી છે મ્હોટી ચિંતા
કિન્તુ પેદા કર્યો ના અનુગુણ ભરતા છે વિધિએય હંતા.

૨.

આમાં ઉપરથી વિધિની નિંદા કરી તરૂણીના રૂપની તથા ગુણની સ્તુતિ કરી તેથી વ્યાજસ્તુતિ.

---

## (२९) व्याजनिन्दालंकार–Artful Blame.

વ્યાખ્યા:—એકની નિંદાથી બીજાની નિંદા સમજાય એવું
વર્ણન તે વ્યાજનિંદા.

દૃષ્ટાન્ત ૧ લું.

બગ! બક તું ફાવે તે
અપરાધી ન તું, દોષ ઘટે વિધિનો.
હંસ દ્વિજ્યસ્વભાવી
સહુ, સરપર તુજને નિન્દ્યે નિમ્યો.

આમાં વિધિની નિંદાએ બગલો એ જેનું ઉપમાન છે એવા કોઈ ખરાબ માણસને સારી જગ્યા આપનાર અવિવેકી માણસની નિંદાપૂર્વક વર્ણન કરવામાં આવ્યું તેથી એ વ્યાજનિંદા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

બુરું કર્યું એ અતિશેજ શંકરે,
વિયોગીના કાલ નિશાપતિ! અરે;
નિવારિ જે સજ્જડ દક્ષ શાપને,
બચાવી જાણુ ક્ષયથી લિધો તને.

ભાઈશંકર.

---

(३१) निन्दाया निन्दया व्यक्तिर्व्याजनिन्देति गीयते।

આમાં 'ચંદ્ર પોતાની બીજી સ્ત્રીઓને છોડી દઇ એક રોહિણીમાંજ આસક્ત રહેતો હતો, તેથી તેના સસરા દક્ષપ્રજાપતિએ ક્રોધ કરી ચંદ્રને ક્ષયરોગી થવાનો શાપ આપ્યો હતો. આથી ક્ષયરોગી થયેલા ચંદ્રે શંકર ઉપર તપ કર્યું તેથી શંકરે પ્રસન્ન થઇ હમેશ ક્ષયરોગનું નિવારણ કરી પંદર દિવસ કળાની ક્ષિણતા થશે અને પંદર દિવસ વૃદ્ધિ થશે એવો ચંદ્ર ઉપર અનુગ્રહ કર્યો હતો. એ કથા શિવપુરાણમાં પ્રસિદ્ધ છે. શંકરની નિંદાથી ચંદ્રની નિંદાની વ્યક્તિ કહી છે તેથી વ્યાજનિંદા.'

---

(३२) आक्षेपालङ्कार--The Hint.

## પ્રથમ આક્ષેપ.

વ્યાખ્યાઃ-પોતે કરેલા અર્થનો વિચારપૂર્વક નિષેધ કરીને
કરેલું વર્ણન તે પ્રથમ આક્ષેપ.

દૃષ્ટાન્ત ૧ લું.

વિદ્વજ્જનો રક્ષણ કરો સુધામયી આ ભારતી
ચોરો ઘણા ચોરી જશે કદી એ સુધાસ્રોતસ્વિની,
અથવા ભલે ચોરાવતે હાનિ ન, કાંઠે સુરે વર-
રત્નો કરી મંથન હર્યાં તોયે નીધિ રત્નાકર.

આમાં પહેલાં સુધાસ્રોતસ્વિની ચોરી જશે માટે તેનું રક્ષણ કરો એમ કહી 'અથવા' એ પદે નિષેધ કરવાથી પ્રથમ આક્ષેપ.

* * *

---

(३२-१) आक्षेपः स्वयमुक्तस्य प्रतिषेधो विचारणात्।

દૃષ્ટાન્ત ૨ જું.

આ કેકિલા, ને અલિઓ ન બોલો,
તથા લતાઓ નહિ પુષ્પ ખોલો,
બોલોજ કિંવા વળિ ખૂમ બોલો,
તેથીજ જાશે સુખ દુઃખ રોળો.

ભાઈશંકર.

આમાં પોતે કહેવાનો પાછળથી વિચારને લીધે 'કિંવા' પદે પ્રતિષેધ કર્યો તેથી પ્રથમ આક્ષેપ.

---

## દ્વિતીય આક્ષેપ.

વ્યાખ્યાઃ કોઇ વિશેષ અર્થના સૂચનાર્થે નિષેધાભાસનું વર્ણન તે દ્વિતીય આક્ષેપ.

દૃષ્ટાન્ત ૧ લું.

અમો દૂતીના, તન તાપ તેનો,
થયો છ કાલાનલનાજ જેવો.

આમાં દૂતી હોવા છતાં દૂતી નથી એમ નિષેધ કરવામાં નિષેધાભાસ છે. વિશેષ અર્થ સૂચન તેથી એમ થાય છે કે સંઘટન કાલોચિત કૈતવવચનનો ત્યાગ કરીને યથાર્થપણે કહું છું કે એના જ્વરે કાલાનલ જેવું રૂપ પકડયું છે.

* * *

---

(३२-२) निषेधाभासमाक्षेपं बुधाः केचन मन्यते।

દૃષ્ટાન્ત ૨ જું.

ન નૃપેન્દ્ર ! અમે કાંઇ, રાજસન્દેશહારક.
અશત્રુ છો ગણ્યા છો ને वसुधैवकुटुम्बकम् ।

૨.

આમાં સંદેશહારક છતાં સંદેશહારક નથી એમ કહેવામાં નિષેધાભાસ છે. સંધિ કાલોચિત કૈતવ વચનનો ત્યાગ કરી અમે યથાર્થપણે કહીએ છીએ કે આપ જગત્પાલક હોઇ સર્વે રાજાઓને ભૃત્યભાવે સંરક્ષવા એ યોગ્ય છે એમ વિશેષ અર્થનું સૂચન થાય છે. એટલે દ્વિતીય આક્ષેપ.

---

## તૃતિય આક્ષેપ.

વ્યાખ્યા:—વિધિ વ્યક્ત કરીને અને નિષેધને તિરોહિત કરીને કહેલું વર્ણન તે તૃતિય આક્ષેપ.

દૃષ્ટાન્ત ૧ લું.

છોડી નેહ પ્રવાસી થયા,
સખી ! તું શીદ કરે બકવા ?
એને દેતાં ઠપકો અલી !
લજ્જા ઉર ઉપજતી ભલી.

આમાં એવા સ્નેહત્યાગી પ્રવાસીને ઉપાલંભ દેતાંયે મ્હને લજ્જા આવે છે, એવાં વચન ઉપરથી પ્રિય પ્રવાસનો નિષેધ ગુપ્ત રીતે કર્યો તેથી તૃતિય આક્ષેપ.

---

(૩૨-૩) आक्षेपोऽन्यो विधौ व्यक्ते निषेधे च तिरोहिते।

દૃષ્ટાન્ત ૨ જું.

હજી ન પ્રાપ્ત કર્યો નિજ રંગને,
વિરહ દુર્બળ ગાત્ર જણાય છે;
તદપિ કાં જવું આમ વિચારીયું.
હૃદય નિર્દય છેક બનાવીયું ?

આમાં પ્રવાસની વાર્તા સુણી-આપ જવાથી મ્હેને અધિક વૈવર્ણ્ય પ્રાપ્ત થશે એમ કહી ગુપ્ત રીતે પ્રવાસ નિષેધ કર્યો તેથી તૃતિય આક્ષેપ.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

ભલે સિધાવો નાથ ! કરો કૃપા વર આપવા,
રહેવા આપની સાથ, જન્મું તે સ્થળ હું ફરી.
૨.

આમાં 'જાઓ' પદે કરીને જવામાં ખુશી બતાવી પણ 'ન જાઓ' એ તિરોહિત છે અને મ્હારૂં માગવુ એટલું છે કે તે સ્થળે ફરી જન્મું એમાં પોતાનું મરણ સૂચન કરવાને લીધે તે નિષેધ ગર્ભિત છે તેથી એ તૃતિય આક્ષેપ.

---

(૩૩) विरोधाभासालंकार-Apparent Contradiction.

વ્યાખ્યા:-વિરોધના આભાસવાળું વર્ણન તે વિરોધાભાસ.

---

( ३३ ) आभासत्वे विरोधस्य विरोधाभास इष्यते ।

દૃષ્ટાન્ત ૧ લું.

અશોકવાળો બહુ શોક દે છે,
છે મિષ્ટ કિંતુ કટુતા દીસે છે;
સુવાસ રાખી અતિ ત્રાસ દે છે,
અસંત એ તો ન વસંત છે.

આમાં શોક રહિત હોવા છતાં ઘણો શોક, મધુર હોવા છતાં કડવાસ અને સુવાસ એટલે સત્કીર્તિવાળો હોવા છતાં ત્રાસ દે છે એ અર્થ લેતાં વિરોધાભાસ થાય છે પણ અશોક એટલે આસોપાલવ વિગેરે અર્થ લેતાં એ વિરોધનો પરિહાર થાય છે તેથી વિરોધાભાસ.

દૃષ્ટાન્ત ૨ જું.

બહુ ધન્વી દીઠા જગમાં શરથી—
જુજવાં કરી બે શકતા બળથી;
પણ એક અજાયબ ધન્વી દીઠો
સ્મર, બે તણું એક કરે શરથી *

એક શરથી હમેશાં બે પદાર્થો જુજવા એટલે જૂદાંજ થાય છે પણ તેનાથી બેનું એક થવા રૂપ કાર્ય થતુંજ નથી તેથી સ્મર બેનું એક કરે છે એમ કહેવામાં વિરોધનો આભાસ થાય છે પણ તેના પુષ્પ બાણથી બે જૂદાં હૃદયો જોડાઇને એક થાય છે તેથી એ વિરોધાભાસ.

* * *

* 'સાહિત્ય' ઑગસ્ટ ૧૯૨૨ના અંકમાં પ્રકટ થયું.

દૃષ્ટાન્ત ૩ જાુ.

પા'ડે મોરો થનથન કરે સૂર ઉંચુ લઇને,
આંબા ડાળે કરતી ટઉકા ખુબ કોએલડી તે;
દાદૂરો તે સરવર વિષે બોલતા કૂદતા ને,
પીએ તોએ પયપય કરે આકળા ચાતકા તે.

નર્મદાશંકર.

આમાં પાણીનો તરસ્યો હોય તે પયપય એટલે પાણી પાણી કરી બૂમ મારે છતાં ચાતકો પાણી પીએ છે અને બૂમ મારે છે તેથી વિરોધાભાસ થાય છે, પણ ચાતકો ગમે તેટલુ પાણી પીએ છતાં તેમની તરસ છીપતી નથી કારણ કે તેને ગળે કાણુ હોવાથી સઘળું પાણી બહાર નીકળી જાય છે. જે વરસાદનાં બિન્દુ એ કાણામાં પડે તેજ તે પી શકતો હોવાથી તેની તરસ બરાબર ન છીપે એ સ્વાભાવિક છે. આમ હોવાથી એ વિરોધાભાસ.

---

( ૩૪ ) विभावनालंकार–Peculiar Causation.

## પ્રથમવિભાવના.

વ્યાખ્યા: કારણ વિના કાર્યની ઉત્પત્તિનું વર્ણન તે પ્રથમ વિભાવના.

(૩૪–૧) विभावना विनापि स्यात्कारणं कार्यजन्म चेत् ।

દૃષ્ટાન્ત ૧ લું.

ચર્ચ્યો વિના ચન્દન ચતુરા વરણુ ચંપક અંગ છે.
વણુદશન બિમ્બાધર પ્રવાળી અમ દયિતા ! તુજ દીસે,
અંજન વિના પણ આંખડી આંજી દીસે છે કાલિમા,
હે દિવ્યસ્વરૂપિની ! આ સઘળી શું કુદરતી દીસે ક્રિયા.

આમાં ચંદન, દશન, અને અંજન જે કારણો તે વિના શરીરના રંગની ચંપકતા, દશનની રક્તતા અને ચક્ષુની શ્યામતા રૂપ જે કાર્ય તેની ઉત્પત્તિનું કથન કરવામાં આવ્યુ તેથી એ પ્રથમ વિભાવના.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ઝઝઝા ઝાંખી જોને જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબુજ સાર, વિના ભ્રમર ઉડે ગુંજાર,
વિના અર્ક અજવાળું જેહ, ઝઝઝા ઝાંખી જોને તેહ.

પ્રીતમદાસ.

આમાં વાદળ, સરોવર, ભ્રમર અને અર્ક જે સૂર્ય એ ચાર કારણો સિવાય તેમના કાર્ય જે મેહ, અંબુજ, ગુંજાર અને પ્રકાશ તેમની ઉત્પત્તિનું કથન કર્યું તેથી એ પ્રથમ વિભાવના.

---

## દ્વિતિય વિભાવના.

વ્યાખ્યાઃ કારણ અસમગ્ર અસંપૂર્ણ હોવા છતાં કાર્યની પૂર્ણતાનું વર્ણન તે દ્વિતીય વિભાવના.

દૃષ્ટાન્ત ૧ લું.

કુસુમાયુધ કર લઇને,
કુસુમાયુધ ! ત્હેં સમસ્ત વિશ્વ જીત્યું,
ધન્ય ત્રીપુર હર પીડક !
જીત્યો સુરવર, નરવર, તું.

આમાં કુસુમાયુધ જે સ્વયં અસમ્પૂર્ણ છે-તીક્ષ્ણત્વાદી ગુણે રહિત છે તે છતાંયે એ સમ્પૂર્ણ કારણ વડે વિશ્વને જીતવા રૂપ સમ્પૂર્ણ કાર્ય થયું એમ વર્ણવ્યું તેથી એ દ્વિતિય વિભાવના.

* * *

દૃષ્ટાન્ત ૨ જી.

ચપળ ચિત્તજ આશ્રય એક છે,
કુસુમ આયુધ વાહન મીન છે;
સ્મર વળી ધરતો નથી દેહને,
વશ કરે છે તથાપિ ત્રિલોકને.

ભાઇશંકર.

'આમાં ચપળ ચિત્તરૂપ એકજ આશ્રય છતાં પણ, પુષ્પોરૂપી અતિ કોમળ આયુધ છતાં પણ, મત્સ્યરૂપી અતિ તુચ્છ વાહન છતાં પણ અને પોતે દેહથી રહિત હોવા છતાં પણ કામદેવ ત્રૈલોકયને વશ કરે છે એમ કહેવાનાં, હેતુઓ અપૂર્ણ છતાં પણ ત્રૈલોકય વિજયરૂપ કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવી' તેથી દ્વિતીય વિભાવના.

---

( ३४-२ ) हेतूनामसमग्रत्वे कार्योत्पत्तिश्च सा मता ।

## તૃતીય વિભાવના.

વ્યાખ્યા:–કારણને પ્રતિબન્ધક એવું કાંઇ હોવા છતાં કાર્યની ઉત્પત્તિનું વર્ણન તે તૃતિય વિભાવના.

દૃષ્ટાન્ત ૧ લુ.

કરાંગુલિએ ધરી મુદ્રિકા જે
થયો પ્રતિબિંબિત નાથ ત્હેજે.
ત્યાં દર્પણે, પીઠ છતાંય શ્યામા,
એકાગ્ર નેને નિરખે સલૂણા.

આમાં પતિ પીઠ પાછળ ઉભા રહેવા રૂપ પ્રતિબંધ છતાંયે તેના દર્શન રૂપ કાર્યની ઉત્પત્તિનું વર્ણન કર્યું તેથી એ તૃતિય વિભાવના. વાત એમ છે કે આંગળીએ પહેરેલી મુદ્રિકામાં ન્હાનુંસું સુંદર દર્પણ હતું તેમાં પીઠ પાછળ ઉભેલા પ્રિયતમનું પ્રતિબિંબ પડયું તેથી અનિમિષ નયને તે તેને નિરખી શકી.

દૃષ્ટાન્ત ૨ જુ.

વીંટી મિષ ધરી રાધિકા,
કર દર્પણ લઇ સાર,
પ્રતિબિંબિત હસી ન્યાળતી
મોહન નંદકુમાર*

---

( ૩૪–૩ ) कार्योत्पत्तिस्तृतीया स्यात्सत्यपि प्रतिबन्धके ।

* 'વસંત' ભાદ્રપદ ૧૯૭૬ માં પ્રકટ થયું.

આમાં નંદકુમાર યમુના કાંઠે માણસોની ભીડમાં અને વળી પીઠ પાછળ હોવા રૂપ પ્રતિબંધો હોવા છતાં તેના દર્શનરૂપ કાર્યની ઉત્પત્તિ વર્ણવી તેથી એ તૃતિય વિભાવના. સખીઓ કે કોઈ જુએ નહિ તે રીતે અનિમિષ નેને રાધિકાએ કૃષ્ણદર્શન કરવાં હતાં તે તેણે આ રીતે કર્યા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

હે નૃપ ! ત્હારો ખડ્ગ રૂપ સર્પ નરેન્દ્રને,
ડસે એકલાનેજ નૃપમણિ ! એ કૌતક સમુ.

૨.

આમાં 'નરેન્દ્ર' નો અર્થ વિષવૈદ્ય એવો થાય છે * એટલે ડસવુ જે કાર્ય અને ડસનાર જે સર્પ તેનો પ્રતિબન્ધક વિષવૈદ્ય તેને પણ ડસવારૂપ કાર્યની ઉત્પત્તિનું વર્ણન કર્યું તેથી તૃતિય વિભાવના.

---

## ચતુર્થ વિભાવના.

વ્યાખ્યા:—અકારણેથીયે કાર્યોત્પતિનું કરેલું વર્ણન તે ચતુર્થ વિભાવના.

દૃષ્ટાન્ત ૧ લુ.

ખાંતે ખેલન શીખવ્યું, ચતુર શિકારી માર,
કાનનચારી નેન મૃગને નાગર શિકાર.

---

(३४-४) अकारणात्कार्यजन्म चतुर्थीस्याद्विभावना ।
* नरेन्द्रो वार्तिके राज्ञि विषवैद्येऽपि कथ्यते ।

આમાં ચતુર શિકારી માર એટલે કામદેવ તેણે કાનનચારી (વનમાં ફરનારા અને કર્ણ સુધી જેની અણિ લંબાઇ છે એવાં) નયન રૂપ મૃગને (કારણ આંખને મૃગની આંખની ઉપમા અપાય છે) નાગર જે ચતુર પુરૂષ તેમનો શિકાર કરવાનું ઠીક શીખવ્યું છે એટલે લોચન મૃગે કરેલો નાગરનો શિકાર એ અતિ આશ્ચર્યજનક હોઇ એનાં અકારણે કાર્યોત્પત્તિ વર્ણવાઇ તેથી ચતુર્થ વિભાવના.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ઉપજે વીણા નાદ, શંખથકી અત્યન્ત તે,
અદ્‌ભૂત મહદાશ્ચર્ય ઉપજે તેથી સર્વને.

૨.

આમાં (સ્ત્રીના કંઠને શંખની ઉપમા અપાય છે તેથી) શંખ જે અકારણ વસ્તુ તેમાંથી વીણાવાદન રૂપ કાર્યોત્પતિ વર્ણવી તેથી ચતુર્થ વિભાવના.

---

## પંચમ વિભાવના.

વ્યાખ્યા: કારણ વિરૂદ્ધ કાર્યની ઉત્પતિનું વર્ણન તે પંચમ વિભાવના.

---

(૩૪-૯) विरुद्धात्कार्यसंपत्तिर्दृष्टा काचिद्विभावना।

દૃષ્ટાન્ત ૧ લુ.

પ્રિયતમ ગયા પરદેશ વર્ષા આવી પણ આવ્યા નહિ,
વર્ષા મહીં સઉની તૃષા મટી હું તૃષાર્ત સખી ! રહી,
આ મેહ વર્ષે નેહ વાધે સખીરી ! અંગોઅંગમાં,
પણ દેહ બાળે તે જવાસા સમ દુઃખી હું દિગન્તમાં.

આમાં વર્ષામાં સૌની તૃષા મટે છે છતાં તૃષાર્ત રહેવા રૂપ અને મેહ એટલે વરસાદથી શરીરને શીતળતા પ્રાપ્ત થવી જોઇએ છતાં દેહ બાળવા રૂપ એવા કારણોથી વિરૂદ્ધ કાર્યની ઉત્પત્તિ વર્ણવી તેથી પંચમ વિભાવના.

* * *

મમ પાયે પેસી કંટકે
સખી ! મ્હારૂં પ્રિય છે અતિ કર્યું.

૨.

આમાં કાંટો વાગે તેથી લોહી નીકળે છતાં પ્રિય કરવા રૂપ કારણથી વિરૂદ્ધ કાર્યોત્પત્તિ વર્ણવી તેથી પંચમ વિભાવના. વાત એમ છે કે કંટક વાગવાથી પ્રિયતમને એ મિષે વધારે વખત જોવાયું. અથવા એમ પણ હોય કે તે કાઢવા તે દોડી આવ્યો એટલે બેઉની રીસ અને વિક્ષેપ ટળ્યાં.

## ષષ્ઠ વિભાવના.

વ્યાખ્યાઃ—કાર્યથી કારણથી ઉત્પત્તિનું વર્ણન તે ષષ્ઠ વિભાવના.

દૃષ્ટાન્ત ૧ લું.

વલ્લિકા નગમાં સદાય ઉપજે કિન્તુ ન સુણ્યું કદી,
વલ્લિકા થકી કોઇ અદ્રિ ઉપન્યો એવુંજ મ્હેં હે સખી !
તોયે આજ નવાઇ જોઇ ચતુરા ! બે અદ્રિ જો ઉપન્યા,
ચારૂ હેમની વલ્લિકા થકી અહીં પામું હું આશ્ચર્ય હા !

આમાં વેલી પર્વતમાંથી થાય પણ વેલીમાં પર્વત ન થાય છતાંયે આ હેમવલ્લિમાં બે સુંદર પર્વતો ઉપજ્યા છે એ આશ્ચર્ય છે એમ કહી કાર્ય રૂપ જે વેલી તેમાંથી કારણ રૂપ પર્વત ઉપજ્યા એમ વર્ણન કર્યું તેથી એ ષષ્ઠ વિભાવના. વેલીની સ્ત્રીને, પર્વતની કુચને અને હેમવલ્લરીની સ્ત્રીને ઉપમા અપાય છે તે પ્રસિદ્ધ વાત છે.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

પ્રવાહ પદ્યોથકિ નીકળ્યા હશે,
શશી થકી અગ્નિ વળી ઝર્યા હશે;
નવાઇ શીશી નહિરે થઇ હશે,
મૃગાક્ષિને પત્ર યદા લખ્યો હશે.

ભાઇશંકર.

---

( ૩૪–૬ ) कार्यात्कारणजन्मापि दृष्टा काचिद्विभावना।

આમાં પદ્મો અને શશી જે કાર્ય પ્રવાહનું અને અગ્નિનું કારણ ન હોવા છતાં તેમાં કારણની ઉત્પત્તિનું વર્ણન કર્યું તેથી પષ્ઠ વિભાવના.

---

(૨૯) विशेषोक्त्यलंकार–Peculiar Alligation.

વ્યાખ્યાઃ—પુષ્કળ કારણ હોવા છતાં કાર્યની અનુત્પત્તિનું વર્ણન તે વિશેષોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

સહસ્ર વર્ષ અબ્ધિ વિષે રહી છતાં શી રીત,
કોરીને કોરી રહી વદવળુકા કરી પ્રીત.

આમાં સમુદ્રમાં હજાર વર્ષ રહેવા છતાં રેતી કોરીને કોરી રહી એટલે પુષ્કળ કારણ છતાં કાર્યની અનુત્પત્તિ વર્ણવી તેથી વિશેષોક્તિ.

દૃષ્ટાન્ત ૨ જું.

ઉપનિષદો તો પી ગયાં,
ગીતા પઢી પુરી મગજે ભરી લીધી.
તોય ન તે વિધુવદના
બ્હાર નીકળી માનસ સદનેથી.

---

(૨૯) कार्याजनिर्विशेषोक्तिः सति पुष्कलकारणे।

આમાં ઉપનિષદાદિ સત્શાસ્ત્રના પઠનથી સ્ત્રી અને વાસના બહાર નીકળવાંજ જોઇએ છતાં તે વીજળી જેવા વદનવાળી હૃદયથી બહાર ન નીકળી એટલે સમગ્ર કારણ છતાં કાર્યની અનુત્પત્તિ વર્ણવી તેથી વિશેષોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

અહોહો ! આ મીઠી કુદરત તણી કેવી મૃદુતા !
અરે ? તેમાં ક્યાંથી હૃદયતમ શીખ્યાં અજડતા ?

કલાપી.

આમાં કુદરતની મૃદુતા છતાં અજડતા શીખ્યાં એટલે કે કારણની વિપુલતા હોવા છતાં કાર્યની અનુત્પત્તિ વર્ણવાઇ તેથી વિશેષોક્તિ.

દૃષ્ટાન્ત ૪ થુ.

મોહે કર્ણ સુણી સુવાણી; નયનો લાવણ્ય નાણી ઠરે;
ટેવી શ્વાસતણો સુવાસ હઇયૂં ઉલ્લાસ સાથે સ્ફુરે;
નર્તે રંભન પામી રોમ; મુખડું પી કંઠ ડોલે મદે;
સાચી સ્નેહ સમાધિથી સુખ સઉ ગ્રહે વ્યાધિ શાને વધે ?

આમાં સમ્પૂર્ણ સુખ સામગ્રી હોવા છતાં ગ્રેહ વ્યાધિ વધે છે એમ વર્ણવી કારણની વિપુલતા છતાંયે કાર્યની અનુત્પત્તિ વર્ણવી તેથી વિશેષોકિત.

---

(૩૬) **असंभवालंकार**–The Unlikly.

વ્યાખ્યા: કાર્યની અસંભાવ્યતાનું વર્ણન તે અસંભવ.

---

(૩૬) असंभवोऽर्थनिष्पत्तेरसंभाव्यत्ववर्णनम् ।

દૃષ્ટાન્ત ૧ લુ.

કોણ જાણતું હતું કે
અખિલ યુરપને ધ્રુજાવનાર થશે.
તનુજ ખારવા કેરો
નિઃસહાય નિજાત્મ બળ થકી તે.

આમાં ખારવાનો છોકરો યુરોપને ધ્રુજાવશે. એ કાર્યની અસંભાવ્યતા વર્ણવી તેથી અસંભવ. ખારવાનો છોકરો તે નેપોલીયન બોનાપાર્ટ,

દૃષ્ટાન્ત ૨ જું.

આહોરને જોડાનો,
ઉપાડનાર એ નૃપવર કહો થાશે ?
એવું કોણ જાણતું હતું !
નહિતર ત્હેને પીડત નહિ કદીએ.

આહીરને જોડાનો ઉપાડનાર નૃપવર થશે એ કાર્યની અસંભાવ્યતા વર્ણવી તેથા એ અસંભવ સીંધીયા અને હોલ્કર પહેલાં એ કાર્ય માટે નિયત થયેલા હતા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

પુષ્પો તણી કળિ છરા થકી તીખી થૈને,
કોકીલના સ્વરજ શલ્ય સમાન થૈને;

સંતાપશે જગતમાં વિરહી જનોને,
એ વાતની ખબર હોયજ ક્યારિ ! કોને.

ભાઇશંકર.

'આમાં પુષ્પોની કળીઓનું તીક્ષ્ણપણું તથા કોયલની સ્વરનું શલ્ય સમાનપણું એઓના અસંભાવ્યપણાંનું વર્ણન કર્યું છે તેથી અસંભવ.'

---

(३७) असंगत्यालङ्कार-Dis-connection.

## પ્રથમાસંગતિ.

વ્યાખ્યા:—કાર્ય અને હેતુની વિરૂદ્ધ એવી ભિન્ન દેશ સ્થીતિનું વર્ણન તે પ્રથમ અસંગતિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

ઉરજ ભાર વધતો અધિક થાતાં યુવાવિકાસ;
તે બોજાથી સપત્નીના નીકળે રૂંધઇ ઉચ્છ્વાસ.

આમાં એકના ઉરજ એટલે સ્તન વધવારૂપ કારણ અને બીજાઓના હૃદય રૂંધાવારૂપ કાર્ય એ બેની વિરૂદ્ધ એવી ભિન્ન દેશ સ્થીતિનું કથન કર્યું તેથી એ પ્રથમ અસંગતિ.

* * *

---

(३७-१) विरुद्धं भिन्नदेशत्वं कार्यहेत्वोरसंगति ।

દૃષ્ટાન્ત ૨ જું

તૂટી માળ, છુટી છટી લટલળી, ડોળાઈ આંખો વળી,
ફીટી તાંબુલનીય લાલી, નખથી ઘુંટાઇ છાતી ઉંડી,
ને સેરે સલૂણી તણી, સરીપડી, તે કામબાણે તહીં;
લાગી લોચનિયે લીધું ઉરવીંધી વ્હાલાનૂં વ્હાણા મહીં.

કેશવલાલ.

આમાં લોચનને લાગવારૂપ કારણ અને ઉર વીંધવારૂપ કાર્ય એ બન્નેની વિરૂદ્ધ એવી ભિન્ન દેશ સ્થીતિનું વર્ણન કર્યું તેથી એ પ્રથમ અસંગતિ.

---

## દ્વિતીયાસંગતિ.

વ્યાખ્યા: એક સ્થળે કરવાનું કામ તે અન્ય સ્થળે કર્યું એવુ જે વર્ણન તે દ્વિતીય અસંગતિ.

દૃષ્ટાન્ત ૧ લું.

હીરકદ્યુતિ આંખે ત્હેં,
લગાડી કાં આ પ્રિય સખી મ્હારી !
કાજળનો ચન્દ્રક ત્હેં
કીધો સાન શું મારી ગઈ ત્હારી.

---

(३७-२) अन्यत्र करणीयस्य ततोऽन्यत्रकृतिश्चता ।

આમાં હીરકદ્યુતિ જેનો ચન્દ્રકર કરવાનો તે આંખે લગાડવા રૂપ અને કાજળ જે આંખે લગાડવાનું તેનો ચન્દ્રક કરવા રૂપ કામ તે અન્ય સ્થળે કરવામાં આવ્યા તેથી એ દ્વિતીય અસંગતિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

લગાડયુ ક્યાં ત્હેં અલિ રાધિકા આ ?
કુચો સુકીને શિરભાગમાં ક્યાં
કર્યું બધું ચન્દન ત્હેં ખરાબ
ને કંકુના શા સ્તન મધ્ય ડાઘ !

૨.

આમાં કુચ અને કપાળે કરવાનાં કામ જે ચન્દન ચર્ચવુ અને ચન્દ્રક કરવો તે અન્ય સ્થળે કર્યાં એમ વર્ણવવામાં આવ્યું તેથી દ્વિતીય અસંગતિ.

---

## તૃતીયાસંગતિ.

વ્યાખ્યા:-એક કાર્ય કરવાને પ્રવૃત થયેલો તેણે તેથી વિરૂદ્ધ એવું અન્ય કાર્ય કર્યું એવું જે વર્ણન તે તૃતીય અસંગતિ.

---

( ૩૭-૩ ) अन्यत्कर्तुं प्रवृत्तस्य तद्विरुद्धकृतिस्तथा

દૃષ્ટાન્ત ૧ લું

'ઘનાગમે આવીશ હું,'
　　　　પ્રિયતમ વશ એ, સખીરી! ઘન આવ્યો,
જીવન દાતા થઈને
　　　　કિંતુ આતો જીવ લેવા લાગ્યો.

આમાં જે જીવ દેવા રૂપી કાર્ય કરવા આવ્યો હતો તે જીવ તેણે જીવ લેવા રૂપ વિરૂદ્ધ કાર્ય કર્યું એમ વર્ણવ્યું તેથી એ તૃતીય અસંગતિ. પતિ આવશે એ આશાથી જીવ આવ્યો પણ આવ્યા નહિ તેથી મેઘ જીવ લેવા લાગ્યો.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ગુપ્ત બાતમી લેવા
　　　　છદ્મ! પદ્મ પુરાતને પાઠવ્યો'તો,
કિંતુ ગુપ્ત તમ આપી
　　　　ખબર ખીલાવ્યું શત્રુ હૃદ ત્હેં તો.

૨.

આમાં જેને ગુપ્ત બાતમી લેવા રૂપ કાર્ય કરવા પાઠવ્યો હતો તેણે તેવીજ બાતમી સામાને આપવા રૂપ વિરૂદ્ધ કાર્ય કર્યું એમ વર્ણવ્યું તેથી એ તૃતીય અસંગતિ.

**विषमालंकार**-Incongruity.

## પ્રથમ વિષમ.

વ્યાખ્યાઃ પરસ્પર અનનુરૂપ એવા પદાર્થોના સમ્બન્ધનું
વર્ણન તે પ્રથમ વિષમ.

દૃષ્ટાન્ત ૧ લું.

કયાં તુજ લોચન કેરાં,
તીક્ષ્ણ કટાક્ષો ! અને તરૂણી, આ
પરમ નરમ નન્દજીના
લાલનું હૃદ ! અયિ મદમર મહિલા !

આમાં કટાક્ષોની તીક્ષ્ણતા અને હૃદયનું કોમળત્વ એ બે અનનુરૂપ પદાર્થોનો સમ્બન્ધ વર્ણવ્યો તેથી પ્રથમ વિષમ.

દૃષ્ટાન્ત ૨ જું.

કઠીન કાં કોમળ અંગમાં આ ?
કૃશાંગમાં પીન અતિશ કાં આ ?
સુમુખીને દુર્મુખ સંગતિ કાં ?
વિચારી આવું સ્તનબ્હાર કહાડયાં ?

આમાં કોમળ અંગમાં કઠીન, કૃશાંગમાં પીન અને સુમુખી સાથે દુર્મુખ એમ અનનુરૂપ પદાર્થોનો સમ્બન્ધ વર્ણવ્યો તેથી એ પ્રથમ વિષમ.

* * *

(૩૮-૧) विषमं वर्ण्यते यत्र घटनाऽननुरूपयोः ।

દૃષ્ટાન્ત ૩ જું.

ધૂમ, જ્યોતિ, જળ, પવનના, મેઘ ક્યાં આ બનેલા,
ક્યાં સંદેશા સમજણભર્યાં પ્રાણિથી લૈ જવાતા;
એવું કાંઇ ન લહિ, અધીરો યાચતો યક્ષ એને,
કામી નિશ્ચે જડ સજીવમાં ભેદ ના કૈં પ્રમાણે.

કિલાભાઇ.

આમાં સમજણભર્યાં પ્રાણી અને ધુમ, જ્યોતિ, જળ, પવનના બનેલા મેઘ એમ બે અનનુરૂપ પદાર્થોનો સમ્બન્ધ વર્ણવ્યો તેથી પ્રથમ વિષમ.

---

## દ્વિતીય વિષમ.

વ્યાખ્યા:-કારણથી વિરૂપ એવા કાર્યની ઉત્પત્તિનું વર્ણન તે દ્વિતીય વિષમ.

દૃષ્ટાન્ત ૧ લું.

કાળી રૂડી કાલિન્દી છતાં પણ,
શ્વેત સદા સાખીરી કરતી,
સહુ સ્નાતકને અતિ સ્નેહ ધરી
રૂપ કૃષ્ણ ન કૃષ્ણ કદી કરતી.

આમાં કારણ રૂપ જે કાલિન્દી તે પોતે શ્યામ હોઇ પોતાથી વિરૂપ એવું સ્નાતકને શ્વેત કરવા રૂપ કાર્ય કરે છે એમ વર્ણવ્યું તેથી એ દ્વિતીય વિષમ.

* * *

---

( ૩૮-૨ ) विरूपकार्यस्योत्पत्तिस्परं विषम मतम् ।

દૃષ્ટાન્ત ૨ જું.

કનક ભૂષણ મા પ્હેરતું, કદી આવે ઉરહેત,
દર્પણગત માલિન્ય શાં એ જણાય તુજ દેહ.

૨.

આમાં કારણ રૂપ જે અંગદ્યુતિ તે શ્વેત હોઇ પોતાથી વિરૂદ્ધ એવું કનક ભૂષણ તે દર્પણગત માલિન્ય જેવો રંગ-કાળાશ પડતો રંગ-દેવા રૂપ કાર્ય કરે છે એમ વર્ણવ્યાથી દ્વિતીય વિષમ.

---

## તૃતિય વિષમ.

વ્યાખ્યા:-ઇષ્ટાર્થ પ્રાપ્તિ માટે ઉદ્યમ કરેલ છતાં ઇષ્ટાર્થને બદલે ઉલટી અનિષ્ટાર્થની સંપ્રાપ્તિ થઈ એવું વર્ણવાય ત્યાં તૃતિય વિષમ.

દૃષ્ટાન્ત ૧ લું.

મૂસક કળાશા થકી જો
કંડીઆમાં કોચીને પેઠો,
સર્પ ગ્રાસ થયો એ
કોચ્યુ ત્યાંથી સાપ ઝટ નાઠો.

આમાં ઉંદરે ઇષ્ટાર્થની પ્રાપ્તિ માટે ઉદ્યમ કીધો છતાં તેને ઉલટી મરણ રૂપ અનિષ્ટાર્થની સંપ્રાપ્તિ થઇ એમ વર્ણવ્યું તેથી એ તૃતીય વિષમ.

* * *

---

(૩૮-૨) विरूपकार्यस्योत्पत्तिरवरं विषम मतम् ।

દૃષ્ટાન્ત ૨ જું.

વૃક્ષો તણી સુદૃઢ વાડ વિખેરી જેઓ,
ઇચ્છે છે, આપ, કરવા ફૂલભોગ તેઓ;
પોતે ન શાંન્તિ ધરિ ભોગ લઈ શકે છે,
બીજા તણું પણ અનિષ્ટ વળી કરે છે.

ભાઈશંકર.

આમાં ઇષ્ટને માટે ઉદ્યમ કરવાથી પૂરા ઇષ્ટની પ્રાપ્તિ ન થતાં મોટા અનિષ્ટની પ્રાપ્તિ વર્ણવાયાથી તૃતીય વિષમ.

---

## (૩૯) समालङ्कार-The Equal Ornaments.

### પ્રથમ સમ.

વ્યાખ્યાઃ-અનુરૂપ એવા બે પદાર્થના સમ્બન્ધનું વર્ણન તે પ્રથમ સમ.

દૃષ્ટાન્ત ૧ લું.

લાગે આતો અતિશય મ્હને સર્વથી યે વિચિત્ર,
કે થાયે આ ઉચિત ઘટના સંનિધાતા વિધાતા;
ઝુલાવન્તો અનિલ ફળ સૌ પકવ આ લીમડાનાં,
ચાખે સ્વાદો કૂશળ અતિશે છે કર્યો કાકલોક.

---

(૩૮-૩) अनिष्टस्याप्यवाप्तिश्च तदिष्टार्थसमुद्यमात्।
(૩૯-૧) समंस्याद्वर्णनं यत्र द्वयोरप्यनुरूपयोः।

આમાં લીંબડાની પાકી લીંબોળીઓ અને તે ખાવામાં ચતુર કાગડા એ બેના અનુરૂપ સમ્બન્ધનું વર્ણન કર્યું તેથી પ્રથમ સમ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

મુક્તાહારે કર્યું છે આ યોગ્ય સ્થાનક તેહને;
સ્તનમંડળ — રહેવાને ઉરાબ્જે જ વરાનને !

૨.

આમાં મુક્તાહાર અને સ્તનમંડળ એ બેઉ અનુરૂપ પદાર્થના સમ્બન્ધનું વર્ણન કર્યું તેથી એ પ્રથમ સમ.

---

## દ્વિતીય સમ.

વ્યાખ્યાઃ—સમાન કારણે કરીને અનુરૂપ એવા કાર્યની ઉત્પતિનું વર્ણન તે દ્વિતીય સમ.

દૃષ્ટાન્ત ૧ લું.

ગમે ન તુજને દ્વારિકા પણ વનવન વિહાર,
સખી ! તું સુંદર ગોપિકા, યોગ્ય ભ્રમણ નિરધાર.

આમાં ગોપનું વન ભ્રમણ એ કારણથી તેને અનુરૂપ એવું તેની પુત્રીનું વનવિહારાર્થભ્રમણ જે કાર્ય તેની ઉત્પત્તિ વર્ણવી તેથી એ દ્વિતિય સમ.

* * *

---

(૩૯-૨) सारूप्यमपि कार्यस्य कारणेन समं विदुः ।

દૃષ્ટાન્ત ૨ જું.

**જલઅનુંજાને યોગ્ય વલણ આ નીચના ભણી,**
**કરે તું લક્ષ્મી સહાય, જલજા ! તું જલજા ખરી.**

૨.

આમાં જલનું વલણ નીચાણ ભણીજ હોય છે એ કારણથી તેને અનુરૂપ એવું તેની પુત્રી જે લક્ષ્મી તેનું નીચ ભણીનું વલણ રૂપ જે કાર્ય તેની ઉત્પત્તિ વર્ણવી તેથી દ્વિતિય સમ.

---

## તૃતીય સમ.

વ્યાખ્યાઃ—જે અર્થે ઉદ્યમ કર્યો હોય તેની અનિષ્ટ પ્રાપ્તિ
વિના સિદ્ધિનું વર્ણન તે તૃતીય સમ.

દૃષ્ટાન્ત ૧ લું.

વારણેચ્છ ધરનાર ! વારણ લાભ મળ્યો ત્હને,
યોગ્ય તુજને ધાર મૂઢ ! લોભ અહકો ન ધર.

આમાં વારણને અર્થે ઉદ્યમ કર્યો હતો એટલે તેની અનિષ્ટ પ્રાપ્તિ વિના વારણનોજ લાભ થયો એમ વર્ણવ્યું તેથી તૃતિય સમ. વારણ એટલે હાથી અને વારણ એટલે અટકાવવું તે. આશા હાથીની અને સંપ્રાપ્તિ વારણની ( Not Admission ) ની થઇ એટલે રાજાને મળતા પ્હેલાં પ્રતિહારે થોડીવારેય એને થોભાવ્યો. આમ ક્ષણનિવારણનો સંભાવિતોનેયે રાજદ્વારે સહજ પરિચય સાહજીક છે.

* * *

---

(૨૯-૩) विनानिष्टं च तत्सिद्धिर्यमर्थं कर्तुमुद्यतः ।

દૃષ્ટાન્ત ૨ જું.

> રામે સીતા લાવવા બાંધી પત્થર પાજ.
> જીતી લંકેશ સીતા લીધી ધન્ય ધન્ય મહારાજ !
>
> ૨.

આમાં શ્રીરામે ઉદ્યમ કર્યો સીતાજીને અર્થે અને તેની અનિષ્ટ પ્રાપ્તિ વિના તેમની સંપ્રાપ્તિ વર્ણવી તેથી તૃતીય સમ.

---

(૪૦) विचित्रालंकार-The Strange.

વ્યાખ્યા: ફળની ઇચ્છાયે વિપરીત એવા પ્રયત્નનું વર્ણન તે વિચિત્ર.

દૃષ્ટાન્ત ૧ લુ.

> સત્પુરૂષો સર્વેને
> ત્રિલોકથી ઊન્નતપદ પ્રાપ્ત્યર્થે,
> નમન કરે છે, સખીરી !
> તે કોટિનો થવા નમું તુજને.

આમાં ઉંચા થવારૂપ પદની પ્રાપ્તિ માટે તેનાથી વિરૂપ એવા સર્વેને નમન કરવા રૂપ પ્રયત્ન કરે છે એમ કથન કર્યું તેથી એ વિચિત્ર.

* * *

---

(૪૦) विचित्रं तत्प्रयत्नश्चेद्विपरीतः फलेच्छया ।

દૃષ્ટાન્ત ૨ જુ.

પવન બને છે શીતલ,
વિયોગિને તાપવૃદ્ધિ કરવાને,
વળી મંદતા ધરે છે
તેના વધમાં ત્વરા પકડવાને,

ભાઇશંકર.

'આમાં પવને તાપની વૃદ્ધિ કરવા રૂપ ફળની ઇચ્છાથી સંતપ્ત થવું જોઇએ, તેને બદલે શીતલતા લીધી છે. અને વિયોગીઓના વધમાં ત્વરારૂપ ફલની ઇચ્છાથી ત્વરિત થવું જોઇએ. તેને બદલે મંદતા પકડી છે એ વિપરીત પ્રયત્ન કર્યાનું વર્ણવ્યુ' તેથી વિચિત્ર.

---

(૪૧) अधिकालंकार–The Exceeding.

પ્રથમાધિક.

વ્યાખ્યા:—વિશાળ આધાર કરતાં આધેયના આધિક્યનું વર્ણન તે પ્રથમ અધિક.

દૃષ્ટાન્ત ૧ લુ.

સાસુ તણાં વિષ વચન, તેમ વિશાળ વાક્પટુતા નીધિ,
નણુદી તણો, દીઅર તણી તેમ અતિશય પજવણી,
તેના વિશાળ હૃદય મહીં સૌએ સમાયાં પણ સખી,
પ્રિયતમાગમનાનન્દ ત્હેના ઉરમાં માતો નહિ.

---

(४१-१) अधिकं पृथुला धाराद्धाधेयाधिक्यवर्णनम् ।

આમાં નાયિકાના શરીરરૂપ વિશાળ આધાર કરતાં આનન્દરૂપ જે આધેય તેનુંજ આધિક્ય વર્ણવાયું તેથી પ્રથમ અધિક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

રઘુકુલ કેતુ રામે
કીરતિ કારણુ સતી વને મે'લી;
યદુકુલ કેતુ કૃષ્ણે,
ઉત્સવ કારણુ વપુ પીડા ઠેલી.

પ્રેમાનંદ.

'રઘુકુળમાં ધજારૂપ રામે કેવળ કીર્તિને માટે સતી સીતાને વનમાં મેલી, તેમજ યાદવકુળ કેતુ કૃષ્ણે' ઉત્સવ કારણુ વપુપીડાનીએ દરકાર ન કરી. આમાં આધારરૂપ જે રામ તેમના કરતાં આધેયરૂપ જે કૃષ્ણુ તેમનુંજ આધિક્ય વર્ણવ્યું તેથી પ્રથમ અધિક.

---

## દ્વિતીયાધિક.

વ્યાખ્યા: વિશાળ આધેય કરતાં આધારના આધિકયનું વર્ણન તે દ્વિતીય અધિક.

દૃષ્ટાન્ત ૧ લું.

વિશાળ વિરહતણી વ્યથા,
સમાવેશ કરી શકન્ત મોહન હે!

---

(૪૧-૨) पृथ्व्याधेयाद्यद्याधाराधिक्यं तदपि तन्मतम् ।

તેહ ચન્દ્ર વદનીના

મ્હોટા મનમાં પ્રભાવશાળી તે.

આમાં આધેય જે વિરહવ્યથા તેના કરતાં ચન્દ્ર વદનીના મન રૂપ જે આધાર તેનું આધિક્ય વર્ણવ્યુ તેથી એ દ્વિતીય અધિક.

* * *

દૃષ્ટાન્ત ૨ જાુ.

ત્હારૂં વિશાળ હૃદ સૌથી જણાય મિત્ર !
કાંકે રહ્યો જલધિ તેહ વિષે ખચીત–
વિદ્યા તણો, વળી વસ્યાં પ્રિય પ્રેમ આદિ
શું ત્યાં કીધી પ્રણુથી પ્રેમ તણી સમાધિ.

૨,

આમાં આધેય જે જલધિ તેના કરતાં હૃદય જે આધાર તેનું આધિક્ય વર્ણવ્યુ તેથી એ દ્વિતીય અધિક.

---

( ૪૨ ) अल्पालंकार–The Less.

વ્યાખ્યાઃ સૂક્ષ્મ એવા આધેય કરતાં આધારની સૂક્ષ્મતાનું વર્ણન તે અલ્પ.

---

( ४२ ) अल्पं तु सूक्ष्मादाधेयाद्यदाधारस्य सूक्ष्मता ।

દૃષ્ટાન્ત ૧ લું.

આશી વિરહ વ્યથાય, સૂકાઇ ગઇ તું બહુ દીસે,
કર કંકણ તુજ આય, જપમાળા સરખું થયું.

આમાં સૂક્ષ્મ એવા આધેય રૂપ કરકંકણ તેના કરતાં આધાર રૂપ જે કાંડુ તેની સૂક્ષ્મતાનું વર્ણન કર્યું તેથી અલ્પ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું

તે અદ્રિમાં, જ્યમ ત્યમ, કરી કામિ યક્ષે નિવાસ,
વ્હાલી કેરા વિરહ સહિને, ગાળિયા કૈંક માસ;
અંગે ઝાઝો કૃશ થઇ જતાં, કષ્ટથી શોચી શોચી,
સોના કેરૂં સરિ ગયું કડું, દૂબળા હાથમાંથી.

કિલાભાઇ.

આમાં સૂક્ષ્મ એવા આધેયરૂપ જે કડું તેના કરતાં આધાર રૂપ જે દૂબળા હાથ તેની સૂક્ષ્મતાનું વર્ણન કર્યું તેથી અલ્પ.

---

(૪૩) अन्योअन्यालंकार–The Reciprocal.

વ્યાખ્યા:–એક બીજા પરના પરસ્પર ઉપકારનું વર્ણન તે અન્યોઅન્ય.

---

(४३) अन्योअन्यं नाम यत्र स्यादुपकारः परस्परम् ।

દૃષ્ટાન્ત ૧ લું

છુટી આંગળી રાખી ઉંચેજ મુખે
જલપાન પથિકજ જેમ કરે;
પરવામ્બુજ દેતી પછી લલના
જલધાર કરે સખી! તેમ ઝીણું.

આમાં પાણી પાનારીને પોતાના દર્શનની અભિલાષી જાણીને પથિકે છૂટી આંગળી રાખી પાણી પી વધારે થોભાવી ઉપકાર કર્યો તેમજ પાણી પાનારીએ પથિકને પોતાના ઉપર લુબ્ધ જોઇને ઝીણી ધાર કરી વધારે વાર લગાડવા રૂપ પ્રત્યુપકાર કર્યો એમ પરસ્પર ઉપકારનું કથન કર્યું તેથી એ અન્યોઅન્ય.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

શશીતણા મૈલનું આ વસંતે,
કર્યું રૂડું માર્જન ખુબ ખંતે;
વસંતને સુંદર રૂપ રાશી,
દિધો શશીએ કુમુદો પ્રકાશી.

ભાઈશંકર.

આમાં વસંતે ચન્દ્રનો ઉપકાર કર્યો અને ચન્દ્રે વસંતનો ઉપકાર કર્યો એમ કહ્યું છે તેથી અન્યોઅન્ય.

## ( ४४ ) विशेषालंकार–The Extra Ordinary.

### પ્રથમ વિશેષ.

વ્યાખ્યાઃ પ્રસિદ્ધ આધાર વગર આધેયનું વર્ણન તે પ્રથમ વિશેષ.

દૃષ્ટાન્ત ૧ લું.

કાલિદાસ વસે સ્વર્ગે કિંતુ ત્હેની મધુ ગીરા,
અર્પે આનન્દ સર્વેને, વંદ્ય એ જન વૃંદના.

આમાં કાલિદાસ જે પ્રસિદ્ધ આધાર તેના વિના આધેયરૂપ જે તેની ગિરા–વાણી તેની અવસ્થીતિ વર્ણવી તેથી પ્રથમવિશેષ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

દીપસ્થ કિરણો નાશ કરે અહીં અંધારનો,
ગયો સૂર્ય પ્રકાશ, થયો અસ્ત ભાનુ થતાં.

૨.

આમાં પ્રસિદ્ધ આધાર જે સૂર્ય તેના વિના આધેયરૂપ જે કિરણો તેમની અવસ્થીતિ વર્ણવી તેથી પ્રથમવિશેષ.

---

( ४४-१ ) विशेषः ख्यातमाधारं विनाप्याधेयवर्णनम् ।

## દ્વિતીય વિશેષ.

વ્યાખ્યાઃ—એક વસ્તુનું અનેક સ્થળે કરેલું વર્ણન તે
દ્વિતીય વિશેષ.

દૃષ્ટાન્ત ૧ લું.

અંતર તું ને બાહર પણ તું
તું નવજીત જણાય; પ્રિય તું,
જ્યાં ભાળુ ત્યાં તુજ પ્રતિકૃતિ
પ્રતિબિમ્બિત સુહાય! પ્રિય તું.

આમાં એક પ્રિયનું અનેક સ્થળે દેખાવારૂપ વર્ણન કર્યું તેથી દ્વિતીય વિશેષ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિષે;
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અન્તરમાં.

રમણભાઈ.

આમાં એક પ્રભુનું અનેક સ્થળે હોવારૂપ વર્ણન કર્યું તેથી દ્વિતીય વિશેષ.

---

(૪૪–૨) विशेषः सोऽपि यदेकं वस्त्वनेकत्र वर्ण्यते।

## તૃતીય વિશેષ.

વ્યાખ્યા: કોઇક પદાર્થની સહજ આરંભ કરતાંજ અશક્ય એવી અન્ય વસ્તુની પ્રાપ્તિનું વર્ણન તે તૃતીય વિશેષ.

દૃષ્ટાન્ત ૧ લુ.

તુજને જોતાં સાર, કલ્પવૃક્ષ દર્શન મ્હને,
પ્રાપ્ત થયું નિરધાર, નૃપમણિ! ઉપેન્દ્ર હે!

આમાં લાભના કારણ રૂપ આરંભ જે રાજાનું દર્શન તે થતાં અશક્ય એવી અનેક મનવાંચ્છિત પદાર્થોની સિદ્ધિ તેની સંપ્રાપ્તિ વર્ણવી તેથી તૃતીય વિશેષ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

વિચાર જોવા કરતો હતો કે,
નવો મનોભૂ નિરખ્યો ત્હને મ્હેં.

આમાં જોવાનો આરંભ કરતાં અશક્ય એવી મનોભૂ દર્શન રૂપી અન્ય વસ્તુનો લાભ વર્ણવ્યો તેથી તૃતીય વિશેષ જેમ બ્રહ્મા નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તેમ તે રાજાએ પોતાના રાજ્યમાં નવીજ સૃષ્ટિ ઉત્પન્ન કરી હતી એ અર્થ,

---

(૪૪-૩) किंचिदारम्भतोऽशक्यवस्त्वन्तरकृतिश्च सः।

## ( ૪૯ ) व्याघातालंकार–Frustration.

### પ્રથમ વ્યાઘાત.

વ્યાખ્યા: તથાકારી વસ્તુનું અન્યથાકારી રૂપે વર્ણન તે
પ્રથમ વ્યાઘાત.

દૃષ્ટાન્ત ૧ લું,

માણે છે મોદ આ જગત થાય પ્રસન્ન નેહથી,
મારે છે માર તો માર, જગતને ફકત તેહથી.

આમાં તથાકારી જે પ્રીતિનાં સંવર્ધન કરનાર સ્ત્રીનાં કટાક્ષાદિ તેનું અન્યથાકારી એવું તેનાથી કામદેવે પ્રહાર કરવારૂપ વર્ણન કર્યું તેથી પ્રથમ વ્યાઘાત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

શશાંકના તેજથી તાપ થાય છે,
કુસુમોથિ તો કાળજડું કપાય છે;
વનપ્રિયોના સ્વર ના સુહાય છે,
બધું વસંતે ઉલટું કરાય છે.

ભાઈશંકર.

'જગતમાં ચાંદની તાપ શામક ગણાય છે, પુષ્પો આનંદદાયક તથા કોમળ ગણાય છે અને કોકિલોના શબ્દ મનોહર ગણાય છે,

(૪૯-૧) स्याद्व्याघातोऽन्यथाकारि तथाकारि क्रियेत चेत् ।

તે છતાં તેઓને વસંતે ક્રમથી તાપકારક, કાળજુ કાપનારાં તથા અપ્રિય કરેલાં છે' તેથી એ પ્રથમ વ્યાઘાત.

---

## દ્વિતિય વ્યાઘાત.

વ્યાખ્યાઃ—એક વસ્તુ જે કાર્યના સાધનરૂપે એક જણ વાપરે તેજ વસ્તુ બીજા માણસ તેથી વિરૂદ્ધ કાર્યનાં સાધનરૂપે વાપરે એવું જે વર્ણન તે દ્વિતીય વ્યાઘાત.

દૃષ્ટાન્ત ૧ લુ.

માર જે દૃષ્ટિથી બાળ્યો શિવે હે સખીરી!
તેજ દૃષ્ટિથી તું ત્હેને કરે છે જીવતો પ્રીતે.

આમાં શિવે જે દૃષ્ટિ કામને બાળવાના સાધનરૂપે વાપરી તેજ દૃષ્ટિ સ્ત્રીએ તેને જીવતો કરવા રૂપ વિરૂદ્ધ કાર્યના સાધનરૂપે વાપરી તેથી દ્વિતિય વ્યાઘાત.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

જે પાડુ બાંધી ગુમડું વધાર્યું,
અને મ્હને દુઃખ અધિક આપ્યું;

---

(૪૯–૨) यत्साधनतया केनचिदुपात्तं तदन्येन तत्प्रति द्वन्द्विना तद्विरुद्धसाधनं क्रियेत चेत्सोऽपि व्याघातः।

તે પાઠુ બાંધી દુઃખ મ્હારૂં તેણે,
પઠાવ્યું ના કિન્તુ મટાડયું એણે.

આમાં એ કે જે પાઠાનો ગુમડાને વધારવા રૂપ કાર્યના સાધન રૂપે વાપર્યું તેનેજ બીજાએ તેને મટાડવા રૂપ સાધનરૂપે તેથી દ્વિતીય વ્યાઘાત.

---

## તૃતીય વ્યાઘાત.

વ્યાખ્યાઃ—કોઇ કાર્યને અર્થે ધારણ કરેલું કોઇ એક કારણ બીજાએ તેથી વિરૂદ્ધ કાર્યને અર્થે સૌકર્યે કરીને કલ્પ્યુ હોય એવું જે વર્ણન તે તૃતીયા વ્યાઘાત.

દ્દષ્ટાન્ત ૧ લું.

દારિદ્ર શંકા થકી દાન કંજુસો જરી ના કરે,
તેજ શંકા થકી દાતા દાન નિત્ય કર્યા કરે.

આમાં દાન દેવું નહિ એ જે કાર્ય તેનું દારિદ્ર શંકા એ કારણ હોઇ તેજ કારણ તેથી વિરૂદ્ધ—એવા દાન આપવારૂપ કાર્ય તેના કારણરૂપ સૌકર્યે કરીને કલ્પવાથી તૃતીય વ્યાઘાત.

* * *

---

(૪૯૫૨) सौकर्येण निबद्धापि क्रिया कार्यविरोधिनी ।

દૃષ્ટાન્ત ૨ જું.

યુદ્ધે જતા નિરખીને પિતુને વદ્યો તે,
"જો સાથ આપ મુજને નવ લો ગણીને,
"ન્હાનોજ બાલ, તવ લો મુજને અવશ્ય,
"કાંકે ન કારણ દીસે જરી એય યોગ્ય."

૨.

આમાં બાલક જાણી ઘરમાં રાખવારૂપ જે કાર્ય તેનું કારણ બાલત્વજ છે તેજ કારણથી વિરૂદ્ધ એવું યુદ્ધમાં લઇ જવારૂપ જે કાર્ય તેના કારણરૂપ સૌકર્ય કરીને બાલત્વનેજ કહ્યું તેથી એ તૃતીય વ્યાઘાત. *

---

(૪૬) कारणमालालंकार–The Garland Of Cause.

## પ્રથમકારણમાલા.

વ્યાખ્યા:–જે હેતુથી એક કાર્ય ઉપજે તે અન્ય કાર્યનો હેતુ થાય એવા ક્રમપૂર્વક કરેલુ ગુંફન તે પ્રથમ કારણમાલા.

---

* 'વદતો વ્યાઘાત' નામથી પ્રખ્યાત એક શ્લોક અત્રે ટાંકવો યોગ્ય લાગે છે.

**यावज्जीवमहंम्मौनि ब्रह्मचारी च मे पिता।**
**माता तु मम वंध्यासीदपुत्रश्च पितामहः ॥**

અર્થાત્ હું મરણ પર્યંત મૌનિ–ન બોલનાર છું. મ્હારા પિતા બ્રહ્મચારી હતા. મા વાંઝણી હતી અને દાદાને દીકરોજ ન હતો.

(૪૬) गुम्फः कारणमाला स्याद्यथाप्राक्प्रान्तकारणैः ।

દૃષ્ટાન્ત ૧ લુ.

વિદ્યા વિનય દીએ છે.
પાત્રતા વળી વિનય થકી આવે;
પાત્રતા થકી ધનને,
ધર્મ ધનથી, સુખ ધર્મ આપે.

આમાં વિદ્યા એ વિનય દેવા રૂપ કાર્યનો હેતુ છે, વિનય દેવા રૂપ કાર્ય પાત્રતા રૂપ કાર્યનો હેતુ છે એમ ક્રમપૂર્વક ગુંફન હોવાથી પ્રથમ કારણમાલા.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

આપે સુખી સુજન તો, દુઃખી દુઃખ કાપે,
કાપે ન કષ્ટ કદી જો દુઃખ દીલ વ્યાપે;
વ્યાપે ન દુઃખ વપુમાં સ્વય સુખ શાપે,
શાપે ન તો સુખી ભલે, ભરપૂર પાપે.

પ્રેમાનંદ.

'આમાં ઉત્તરોત્તર કાર્યનું પૂર્વ પૂર્વ વાક્યમાં કારણ બતાવ્યું છે તેથી' પ્રથમ કારણમાલા.

---

## દ્વિતીય કારણમાલા.

વ્યાખ્યા:-પ્રથમ કાર્ય પછી કારણ, તે કારણ વળી કોઇ અન્ય કારણનું કાર્ય એવા ક્રમપૂર્વક કરેલુ ગુંફન તે દ્વિતીય કારણમાલા.

દૃષ્ટાન્ત ૧ લું.

**જાય છે નરકે પાપે, પાપ દારિદ્રસંભવે,**
**દારિદ્ર દાન ના દીધે તેથી દાન કરો ત્હમે.**

આમાં નર્ક એ કાર્ય પ્રથમ આવ્યું પછી તેનું કારણ પાપ તે આવ્યુ તે પાપરૂપ કારણ તે દારિદ્રસંભવ રૂપ જે અન્ય કારણ તેનું કાર્ય એમ ક્રમપૂર્વક ગુંફન કર્યું હોવાથી દ્વિતીય કારણમાલા.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

અન્ન તણું મૂળ ધનને,
ધનમૂળ મખ મખ મૂળ ધન જાણ,
ધનમૂળ ધર્મ અને વળી,
ધર્મ મૂળ હરિભજન નિર્માણ

૨.

આમાં પણ પહેલા દૃષ્ટાન્ત પેઠે અલંકાર લક્ષણ ઘટાવવું.

---

(૪૭) एकावल्यालंकार–The Necklace.

વ્યાખ્યાઃ–મુકી દીધેલાં પદો પાછાં ફરી લઇને અર્થની શ્રેણી બાંધી કરેલું વર્ણન તે એકાવલિ.

હિમાદ્રિ પંર કૈલાસ, વૃષભ વળી કૈલાસપર;
વૃષભ ઉપર ત્રિપુરાર, ત્રિપુરાર પર સુરસરિ.

---

(૪૭) गृहीतमुक्तरीत्यार्थश्रेणिरेकावलिर्मता ।

આમાં મુકી દીધેલાં પદોનું ફરી ગ્રહણ કરવાથી અર્થ શ્રેણી બંધાઇ તેથી એ એકાવલિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

અલિ થકી ફૂલ, સુવૃક્ષ, ફૂલથી,
સુવૃક્ષથી બાગ, વસંત, બાગથી;
વસંતથી ચંદ્ર, વિલાસ, ચંદ્રથી,
ધરે છ શોભા રજની, વિલાસથી.

ભાઈશંકર.

આમાં પૂર્વ પૂર્વ પદાર્થોને ઉત્તરોત્તર પદાર્થોનાં વિશેષણો રૂપ કરી અર્થની શ્રેણી બાંધી છે તેથી એકાવલિ.

---

(૪૮) मालादीपकालंकार–The Serial Illuminator.

વ્યાખ્યાઃ–દીપક અને એકાવલિનો યોગ કરી કરેલું વર્ણન તે માલાદીપક.

દૃષ્ટાન્ત ૧ લુ.

સૌન્દર્યની અવધિ છે થઈ એહ દેહે,
જેમાં સમાયુ જગ સર્વનું રૂપ માત્ર;
સૌન્દર્ય એ નયન છે મુજ લાગિયાંજ
ને નેત્ર તે ચટપટી અદકીજ લાગી.

---

(૪૮) दीपककावलीयोगान्मालादीपकमिष्यते ।

આમાં 'લાગવા' રૂપ પદનો એક વાક્યમાં અન્વય હોવાથી દીપક તેમજ મુકી દીધેલાં પદો લેવાયાં તેથી એકાવલિ એમ બે અલંકારો હોવાથી માલાદીપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સમરે ત્હેના હૃદે, ત્હેના હૃદે તું માં સ્થિતિ કરી,
એમ આસક્ત ત્યારે તો સ્નેહથી પિયુને વરી.

૨.

આમાં 'સ્થીતિ' રૂપ પદનો એક વાક્યમાં અન્વય હોવાથી દીપક તેમજ મુકી દીધેલાં પદો લેવાયાં તેથી એકાવલિ એમ બે અલંકારો હોવાથી માલાદીપક.

---

(૪૨) सारालंकार–The Climax.

વ્યાખ્યા: ઉત્તરોત્તર એક કરતાં બીજાના ઉત્કર્ષનું વર્ણન તે સાર.

દૃષ્ટાન્ત ૧ લું.

મધ મધુર, મધુતર છે
દૂધ, મધુતમ અમૃત છે સખીરી!
કવિતા મધુરી તેથી
રસસિદ્ધ કવિએ સુંદર જેહ લખી.

---

(૪૨) उत्तरोत्तरमुत्कर्षः सार इत्यभिधीयते ।

આમાં મધ, દૂધ, અમૃત અને કવિતા તેમનો ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો તેથી સાર.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

રાતી રાતી ચણોઠી ને તેથી રાતુ બોર,
તેથી રાતુ ચોળીયુ ને તેથી રાતુ ચોળ
હરિનાં પાંચીકડાં ગાયીં
હરિના પગે પડયા જાયીં.
કાળો કાળો કોયલો ને તેથી કાળો કાગ,
તેથી કાળા મવાળા ને સૌથી કાળો નાગ. હરિ૦
ધોળું ધોળું પતાસુ ને તેથી ધોળુ દૂધ,
તેથી ધોળો રૂપીઓ ને સૌથી ધોળુ શુદ્ધ * હરિ૦

**અમૃતલાલ.**

આમાં પણ ઉત્તરોત્તર એક કરતાં એકનો ઉત્કર્ષ વર્ણવ્યો તેથી સાર.

---

(૯૦) **यथासंख्यालंकार**–The Sequence.

વ્યાખ્યા:—ક્રમે કથિત પદાર્થોના તેજ ક્રમે કરેલા અન્વયનું વર્ણન તે યથાસંખ્યા.

---

* 'ગુજરાતી'નો દિવાળીનો ખાસ અંક સં. ૧૯૭૭.

(૯૦) **यथासंख्यं क्रमेणैव क्रमिकाणां समन्वय: ।**

દૃષ્ટાન્ત ૧ લું.

તુજ ગુણ કથવા, લખવા
નિરખવાને સમર્થ બ્રહ્માંડે,
શેષ, સહસ્રાર્જુન ને
શચીપતિ એ ફક્ત હામ ભીડે.

આમાં શેષ, સહસ્રાર્જુન અને શચીપતિ જે ક્રમે કથેલા છે તેજ ક્રમે તેમના અન્વય કથવા, લખવા અને નિરખવા તેનું કથન કર્યું તેથી યથાસંખ્યા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

છે શીતલતા અમી ધવલતાને
રહેજ દીસતા કાલિમા,
છે યોગ્ય તુજને જલશીકર, શશી,
હંસ ને અલિ તેથી હા !

૨.

આમાં જે ક્રમમાં શીતળતા, અમી, ધવલતા અને કાલિમા આવ્યાં તેજ ક્રમે તેમના અન્વય જલશીકર, શશી, હંસ, અલિ આદિ તેમનું કથન કર્યું તેથી એ યથાસંખ્યા.

(५१) पर्यायालंकार–Relitive Order.

## પ્રથમ પર્યાય.

વ્યાખ્યાઃ– એક વસ્તુનું ક્રમે કરીને અનેક આધારભૂત વસ્તુઓમાં આધેયત્વે કરીને કરેલું વર્ણન તે પ્રથમ પ્રર્યાય.

દૃષ્ટાન્ત ૧ લું.

હે હલાહલ! તુજ વાસ પ્રથમે જલનિધિ માંહી હતો,
ત્યાંથી ખસી તું તો સદાશિવકણ્ઠ માંહી વસ્યુ અહો;
ને હાલમાં દૂર્જન તણા મુખમાં વસેલ જણાય તું,
ફૂડી આ સ્થલાન્તરની ક્રિયા કુહે તું મ્હને કયાંથી શીખ્યું ?

આમાં હલાહલ જે કાલકૂટ ઝેર જે એક પદાર્થ તેનું જલનિધિ, સદાશિવકણ્ઠ આદિ અનેક આધાર તેમને વિશે ક્રમશઃ આધેયત્વે કરીને વર્ણન કર્યું તેથી પ્રથમ પર્યાય.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

જે બુદ્ધિ અધ્યયનમાં, પછિ નોકરીમાં
સ્ત્રીમાં પછી, પછિ મહોદયની સ્થિતિમાં;
લાગિ હતી પછિ કુટુંબનિ ઉન્નતિમાં,
તે લાગી હાલ સઘળું તજી સદ્ગતિમાં.

ભાઈશંકર.

(५१–१) पर्यायो यदि पर्यायेणैकस्यानेकसंश्रयः ।

" આમાં બુદ્ધિરૂપ એકજ પદાર્થને ક્રમથી અનેક પદાર્થોમાં લાગવાનું વર્ણન આપ્યું છે " તેથી પ્રથમ પર્યાય.

દૃષ્ટાન્ત ૩ જું.

બળી જતાં શંભુ તણા પ્રકોપથી, ઉગારવા કિંચિત્ જીવ દાહથી,
સમર્થ રક્ષા કરવા ત્રિલોકમાં, ન અન્ય જાણી મતિહીન શોકમાં,
ન ઇશનો ઘા અબળા વિષે ઘટે છુપાય તેથી પ્રમદા સ્તનો તટે;
તથાપિ ત્યાં માર પડયે વિલાસમાં અનંગ વિશ્રામ કરે સુબાહુમાં,

રહ્યો અહીંયે સુખનો જરા નહિ; અગમ્ય કન્યા હૃદયે ત્વરા વહી,
રૂવે રૂવે નૂતન વન્હિને ધરે; ન પ્રાણથી પ્રકૃતિ દૂર સંચરે;
શકે ભરાયો જ્વર આણુતો અહિ સુલોચનાએ સમજી નવગ્રહી,
મયુરનાં પિચ્છ સમી મનોહરી કરે સજી શું કરવા વ્યથા પરી ?

અનંગ કાંડે ઉતરે હજી પણ, વધ્યાં ત્રિયામાં ભય ને વિમાસણ,
સદૂર તેનું કરવા કુલક્ષણ સુદર્શનાકાર ધરેલ કંકણ;
અછેદ્ય આત્મા પણ છિન્ન આ થયો ગણી પ્રકંપી મનમાં ઘણો ગયો,
ન અન્ય જાણી સ્થળ લોમ વ્યોમમાં, ગયો છુપાઇ લલના નખાગ્રમાં.

દોલતરામ.

આમાં કામદેવ રૂપ એકજ પ્રદાર્થનું ક્રમ પૂર્વક અનેક પદાર્થોમાં લાગવાનું વર્ણન કર્યું તેથી એ પ્રથમ પર્યાય.

## દ્વિતીય પર્યાય.

વ્યાખ્યાઃ—અનેક આધેયરૂપ વસ્તુઓનો ક્રમે કરીને એક આધાર કહી કરેલું વર્ણન તે દ્વિતીય પર્યાય.

દૃષ્ટાન્ત ૧ લું.

હતી કૃષ્ણુતા શીરકેશમાં
ત્યાં ધવલતા આવી વસી.

આમાં કૃષ્ણુતા અને શ્વેતતારૂપ જે અનેક આધેયરૂપ પદાર્થો તેમનો ક્રમવડે કેશરૂપ એક આધાર વર્ણવ્યો તેથી દ્વિતીય પર્યાય.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ધ્યાન ધરી કરી સુલ્લભ
દુલ્લભ વલ્લભ મૂર્ત તમારી.
તે તલપે, કલપે, વિલપે,
વળી પ્રલપે પીડ વીસરી,
નાથ ! સનાથ બીચારી.

કેશવલાલ,

આમાં તલપન, કલપન, વિલપન અને પ્રલપન જે અનેક આધેયો તેમનો ક્રમ વડે રાધાએ એક આધાર વર્ણવ્યો તેથી દ્વિતીય પર્યાય.

---

(૯૧-૨) एकस्मिन्यद्यनेकं वा पर्यायः सोऽपि संमतः ।

## ( ૫૨ ) परिवृत्त्यलंकार–The Return.

વ્યાખ્યાઃ–'ન્યૂન અને અધિક' કે 'અધિક અને ન્યૂન' ના પરસ્પર વિનીમયનું વર્ણન તે પરિવૃતિ.

દૃષ્ટાન્ત ૧ લું.

મ્હેં તો—

કાળજુ આપીને મ્હારૂં ત્હેનેરે બ્હેન !
લીધો મદનજ્વર હે સખી !
જરી નન્દના નાનડીઆને કહેનેરે બ્હેન !
આવું કરે નહિ હે સખી !
મ્હેં તો—

આમાં કાળજુ જે અધિક અને મદનજ્વર જે ન્યૂન તેમના પરસ્પર વિનીમયનું કથન કર્યું તેથી પરિવૃતિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

આંબા તણા મોર રૂપી પગાર,
આપી વસંતે કરી યુક્તિ સાર;
અલિ અને કોયલ રૂપી સર્વ,
તાબે લીધા છે સુભટો સગર્વ.

ભાઇશંકર.

---

( ૫૨ ) परिवृत्तिर्विनिमयो न्यूनाभ्यधिकयोर्मिथः ।

'આમાં વસંતે આંબાના મોર રૂપી ક્ષુદ્ર પગાર આપી તેને બદલે ભ્રમરો તથા કોકિલોરૂપી મોટા કિંમતી યોદ્ધાઓને તાબે લીધાનું કહ્યું છે તેથી પરિવૃત્તિ.'

---

(૯૩) परिसंख्यालंकार-Special Mention.

વ્યાખ્યા:-એક વસ્તુનો એક સ્થળે નિષેધ કરી તેનું અન્ય સ્થળે આરોપણ અથવા સ્થાપન કરી કરેલું વર્ણન તે પરિસંખ્યા.

દૃષ્ટાન્ત ૧ લું.

ત્યાં શૂળ ફકત શિવપાણિ મહીં જણાય,
કૂટિલતા કચ વિશે વસતી વદાય;
ને છે કલંક શશીમાં, ભય પાપનેજ,
ને થાય સ્નેહ ક્ષય દીપકમાંજ માત્ર.

આ નગરવર્ણનમાં શૂળ ઉદરમાં, કુટિલતા, કલંક અને ભય પ્રજામાં તેમજ સ્નેહક્ષય સ્નેહીઓમાં સંભવે તેમનો ત્યાં નિષેધ કરી શિવપાણિ, કચ, શશી, પાપ અને દીપકમાં સ્થાપન કરવામાં આવવાથી પરિસંખ્યા.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

આનંદાશ્રુ વગર નયને આંસુ હોયે ન બીજાં,
બીજો તાપ સ્મરવિણ નથી, જે શમે પ્રેમી જોતાં;

---

(૯૩) परिसंख्या निषिध्यैकमेकस्मिन्वस्तुयन्त्रणम् ।

જ્યાં છે માત્ર પ્રણય કલહે, રૂપણામાં વિયોગ,
યક્ષોને જ્યાં નથિ વય બીજું, માત્ર તારૂણ્ય એક.

કિલાભાઇ.

આમાં પણ અશ્રુ, તાપ ને વિયોગ જે યક્ષોમાં સંભવે તેમનો ત્યાં નિષેધ કરી આનંદ, સ્મર ને રૂપણામાં આરોપ કર્યો તેથી પરિસંખ્યા.

---

## (૯૪) विकल्पालंकार–The Alternation.

વ્યાખ્યાઃ—તુલ્યબળ વાળા પદાર્થોના વિરોધનું વર્ણન તે વિકલ્પ.

દૃષ્ટાન્ત ૧ લુ.

ચાપ મસ્તિષ્ક બેમાંથી નમાવો એક સત્વરે,
નૃપાલો હે! જણાયે તે પછી શું કરવુંજ તે.

આમાં મસ્તક નમે તો સંધિ અને ચાપ નમે તો વિગ્રહ થાય એટલે બે સમાન બળવાળા પદાર્થો નમવારૂપ એક ક્રિયામાં સામેલ ન થાય એ વિરોધ છે, તેથી એ વિકલ્પ.

* * *

દૃષ્ટાન્ત ર જુ

વસંત આ છેજ વસંત જેવો,
છે ખેદ મારો મુજ ખેદ જેવો;

---

(૯૪) विरोधे तुल्यबलयोर्विकल्पालंकृतिर्मता ।

વિયોગને કે અસુનોજ છેડો,
આવો હવે મન્મથ ! મુક કેડો.

ભાઇશંકર.

આમાં 'જો પતિનો સમાગમ થાય તો મરણ પ્રાર્થ્ય નથી અને જો મરણ થાય તો પતિના સમાગમનો સંભવ નથી, માટે તુલ્ય બળવાળા એ બે પદાર્થોનો વિરોધ છે તેથી વિકલ્પ.'

---

(૯૯) **समुच्चयालंकार**–The Conjunction.

**પ્રથમ સમુચ્ચય.**

વ્યાખ્યાઃ–એક સમયાવચ્છેદે થતી અનેક ક્રિયાઓના ગુમ્ફનું વર્ણન તે પ્રથમ સમુચ્ચય.

દૃષ્ટાન્ત ૧ લું.

ઘવાયેલો ન્હાસે, મૃગ ફરી નિહાળે તુજ ગમે,
અને પામે ત્રાસ, મૃત ભણી જુએ ને વળી રડે.

આમાં નાસવું, નિહાળવું, ત્રાસવું, રડવું એ એકજ સમયે થનારી અનેક ક્રિયાઓના ગુમ્ફનું વર્ણન કરવાથી પ્રથમ સમુચ્ચય.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સંગે રહેનારાં વર વહુ ને ધન્ય છે,
ઉછળતો ઉછરંગ, છલક છલકાય જો;

---

( ૯૯–૧ ) बहूनां युगपद्भावभाजां गुम्फः समुच्चयः ।

**કરે મજા કલ્લોલભરી આનંદમાં,**

હસતાં રમતાં ગાતાં ધરી ઉમંગજો;

વાતલડી વરઘેલીની આવે કહું.

લલિત.

આમાં હસવું, રમવું, ગાવું એ એકજ સમયે થનારી અનેક ક્રિયાઓનું કથન કર્યું તેથી પ્રથમ સમુચ્ચય.

---

## દ્વિતીય સમુચ્ચય.

વ્યાખ્યા:—અનેકને એકજ ક્રિયાનાં સાધનરૂપે કરેલું વર્ણન તે દ્વિતીય સમુચ્ચય.

દૃષ્ટાન્ત ૧ લુ.

કોયલ, મોર, વસન્ત, વર્ષા, પારેવા અને
મલયાનિલ સહુ વૃન્દ મળી વિરહીણીને પીડે.

આમાં કોયલ, મોર, વસન્તાદિમાંનું એકજ કારણ વિરહીણીને પીડવાને પૂરતુ હોવા છતાં અનેકનું સાથે લાગુ વર્ણન કરવામાં આવ્યાથી દ્વિતીય સમુચ્ચય.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

ગુંજન મનરંજન અલિ ગુંજી ગુંજી જો સમજાવે;
ટૌકી ટૌકી કોયલ કામની દેય દુવાઇ હાવે.

ઘેલી ! રહીં અહીં શું ?

---

(૯૯-૨) अहंप्राथमिकाभाजामेककार्यान्वयेऽपि सः ।

ચંચળ પલ્લવ પાણીથી તુજને પ્રેરે આ વનવેલી,
માટે મેલી વિલંબ નિતંબની ! ચાલની વ્હેલી વ્હેલી.
ઘેલી ! રહી અહીં શું ?
કેશવલાલ.

'સખીની પ્રાર્થના, ભમરાનો ગુંજારવ, કોયલનો ટૌકો અને વનવેલીની પ્રેરણા, એ બધાના સમુચ્ચયને લીધે' દ્વિતીય સમુચ્ચય.

---

( ૯૬ ) कारकदीपकालंकार–The Case Illuminator.

વ્યાખ્યાઃ યથા ક્રમે એકમાં અનેક ક્રિયાનું ગુમ્ફન તે કારક દીપક.

દૃષ્ટાન્ત ૧ લું.

બેસે આવી, ઉડે અને ચુમે વળી હરખાય,
ભોગી લતાનો ભૃંગ આ ખુશી થતો ઉડી જાય.

આમાં બેસે, ઉડે, ચુમે આદિ અનેક ક્રિયાનું યથાક્રમે ભૃંગને વિષે કથન કર્યું તેથી કારકદીપક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

હિન્દજનો અર્ણવ ઘૂઘવશે, ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે.
લલિત.

---

(૯૬) क्रमिकैकमतानां तु गुम्फः कारकदीपकम् ।

આમાં અર્બુદ ધ્રુજશે, બ્રહ્માંડ નચશે, ડુંગર ડોલશે આદિ અનેક ક્રિયાઓનું એકજ હિન્દ જનોને વિષે કથન કર્યું તેથી કારક દીપક.

દૃષ્ટાન્ત ૩ જું.

“ અજ્મી શેઠ સુને; મિલે ન તુમકુ હે ખાનગી બાતમેં,
“ દેખેગા તર હોયગા તપત ” આવા બોલ છે જે ગૃહે,
તેને ચિત તજી દઈ જગત પીતાને ઘરે જાતું એ
ભારે જ્યાં પ્રતિહાર વેંણુ ન વદે અત્યંત છે જ્યાં સુખો.

દોલતરામ.

આમાં પણ અલંકાર લક્ષણ ઉપર મુજબ ઘટાવવું.

---

(૯૭) **समाध्यलंकार** અથવા **समाहितालंकार**–The Convenience.

વ્યાખ્યા:–અન્ય કારણના યોગે કરીને અભિપ્રેત કાર્યનાં સાધનની સુગમતાનું વર્ણન તે સમાધિ.

દૃષ્ટાન્ત ૧ લું.

ટાળવા માન એનું હું કરતે પદપ્રાર્થના,
ઉપકારાર્થ તેવામાં થઈ આ મેઘગર્જના.

આમાં ગર્જનારૂપ અન્ય કારણયોગે માન મટાડવા રૂપ કાર્યની સુગમતા વર્ણવી તેથી સમાધિ.

* * *

---

(૯૭) **समाधिः कार्यसौकर्यं कारणान्तरसंनिधेः ।**

દૃષ્ટાન્ત ૨ જું.

કાલાવાલા કરે છે જ્યાં, વાસનો લોભિ આ અલી,
આવી દક્ષિણ વાયુએ, ત્યાં ઉઘાડી દીધી કળી.

ભાઇશંકર.

'આમાં દક્ષિણ પવનના આગમન રૂપ કારણાંતરનું સાનિધ્ય થવાથી, રંભાનાં લજ્જા તથા માન મુકાવવાનું રતિલાલને સહેલું થઇ પડયુ તેથી સમાધિ'

---

(૯૮) प्रत्यनीकालंकार-The Rivalry.

વ્યાખ્યાઃ-પ્રતિપક્ષીને અપકાર કરવાને અસમર્થ હોવાથી તેના પક્ષના અન્ય કોઇ ઉપર વૈર લીધું એવું જે વર્ણન તે પ્રત્યનીકા.

દૃષ્ટાન્ત ૧ લુ.

બાળી મુકયો સ્મરને શિવે તે યાદ રાખી વૈરને,
શિવ અસુ સમ સૌ જટાધારીને અતિશય તે પીડે.

આમાં પ્રતિપક્ષી જે શિવ તેમનો અપકાર કરવાને અસમર્થ હોવાથી તેના પક્ષવાળા જટાધારી તેનાપર વૈર લેવામાં આવે છે એમ કથન કર્યું તેથી પ્રત્યનીકા.

* * *

---

(૯૮) प्रत्यनीकं बलवतः शत्रोः पक्षे पराक्रमः ।

દૃષ્ટાન્ત ૨ જું.

અમૃતહરણ સમયે થયું મસ્તિષ્કનું છેદન અરે !
કુશળ અતિશય વૈર રાખે એહવો આ રાહુ તે,
અસમર્થ વિષ્ણુ સાથ લેવા વૈર તેથી તેહના
મુખસમો આ ખીલતો હજીયે સતાવે ચંદ્રમા.
૨.

આમાં પ્રતિપક્ષી જે વિષ્ણુ તેમનો અપકાર કરવાને અસમર્થ હોવાથી તેના પક્ષવાળા ચન્દ્રપર વૈર લેવામાં આવે છે એમ કથન કર્યું તેથી પ્રત્યનીકા.

---

## (૯૯) अर्थापत्यलंकार અથવા काव्यार्थापत्यलंकार-The Necessary Conclusion.

વ્યાખ્યા:-કૈમુત્ય ન્યાયે કરીને* અર્થની સિદ્ધિનું વર્ણન તે અર્થાપત્તિ કે કાવ્યાર્થાપત્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

છમ છમ છમ છમી ચરણ નુપૂરે
હરિયું હરિનું હૈયુ,
લાલ નહિ પછી કયમ લલચાશે ?
વદન કમળ જવ લહીયું.×

---

(૯૯) कैमुत्येनार्थसंसिद्धिः काव्यार्थापत्तिरिष्यते ।

* આમ થયુ તો આમ થાય એમાં શી નવાઇ એવુ બોલવાની રીત.

× 'તરૂણ ગુજરાત' આશ્વિન ૧૯૭૮માં પ્રગટ થયુ.

આમાં હરિએ ચરણનૂપુરનો છમછમાટ સાંભળતાંજ હૈયુ ખોયુ તેથી કૈમુત્ય ન્યાયે લલચાવા રૂપ અર્થની સિદ્ધિ વર્ણવી તેથી અર્થાપત્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

આ પયોધર નિજહૃદય ભેદી ભહાર નીકળ્યાં તો અરે !
પરહૃદય ભેદે કયાંથી તો જરીએ કહે કરૂણા ધરે.
૨.

આમાં પયોધર હૃદય ભેદી બહાર નીકળ્યાં તેથી કૈમુત્ય ન્યાયે પરહૃદય ભેદવારૂપ અર્થની સિદ્ધિ વર્ણવી તેથી અર્થાપત્તિ.

---

(૬૦) काव्यलिंगालंकार–Poetical Reason.

વ્યાખ્યા:–સમર્થનીય અર્થનું સમર્થન કરી કરેલુ વર્ણન
તે કાવ્યલિંગ.

મદન ! જીત્યો તુજને મ્હેં.
મુજ ચિત્ત વિષે વસે ત્રીપુરારી,
પીડન્તો તું અખિલ આ
વિશ્વ પણ નહિ ડગું જટાધારી.

આમાં મદનને જીતવા રૂપ સમર્થનીય અર્થનું મ્હારા ચિત્ત વિષે ત્રિપુરારી જે શંકર તે વસે છે એ પદે સમર્થન કર્યું તેથી કાવ્યલિંગ.

* * *

---

(૬૦) समर्थनीयस्यार्थस्य काव्यलिङ्गं समर्थनम् ।

દૃષ્ટાન્ત ૨ જું

તૂં સ્પર્શના કર નિશાકર રે ! કરોથી,
હે વાયુ ! દૂરજ રહે મુજ અંગકોથી;
નિર્દોષ તે તરૂણિને બહુ તાપ આપી,
અસ્પૃશ્ય છો ઉભય જેથિ થયાજ પાપી.

ભાઈશંકર.

'આમાં પૂર્વાર્દ્ધના વાકયાર્થ પ્રત્યે ઉત્તરાર્ધ્ધનો વાકયાર્થ હેતુ રૂપ છે તેથી કાવ્યલિંગ.'

---

(६१) अर्थान्तरन्यासालंकार-Transition.

વ્યાખ્યા:—એક વસ્તુના વર્ણનનો આરંભ કરી તેના પ્રતિપાદનાર્થે સમર્થ એવી અન્યવસ્તુનું વર્ણન તે અર્થાન્તરન્યાસ.

દૃષ્ટાન્ત ૧ લું.

ઉચ્ચ તણી સંગતિથી
નીચ પણ છાણું માથે થાપે,
સુમનાવલિના યોગે
સુત્ર કણ્ઠ આશ્લેષ જુઓ દે છે.

---

(६१) उक्तिरर्थान्तरन्यासः स्यात्सामान्यविशेषयोः ।

આમાં ઉચ્ચની સંગતિથી નીચ પણ માથે છાણાં થાપે છે એ એક વસ્તુનું વર્ણન કરી તેના પ્રતિપાદન માટે સુમનાવલિના યોગથી સુત્ર જેવી તુચ્છ વસ્તુ પણ કણ્ઠાશ્લેષ દે છે એ અન્ય સમર્થ વસ્તુનું વર્ણન કર્યું તેથી અર્થાન્તર ન્યાસ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

વર્ષી ખાલી થઇ, ગજમદે કૈંક તીખુ સુગંધી,
જંબુ કુંજે ખળિ રહ્યું ભરી, પાણિ એનુ ફરીથી;
ભારે થાતાં ઘન ! નહિ શકે વાયુ ખેંચી તને ત્યાં,
હોયે ખાલી હલકું સઘળું, ભાર છે પૂર્ણતામાં.

કિલાભાઇ.

આમાં મેઘને યક્ષ કહે છે કે તું ભારે થઇશ એટલે વાયુ તારો પરાભવ કરી શકશે નહિ, એ એક વસ્તુનું વર્ણન કરી તેના પ્રતિપાદન માટે જે ખાલી હોય તે હલકું પડે છે અને જેમાં ભાર હોય છે તે ગૌરવને પામે છે એમ અન્ય વસ્તુનું વર્ણન કર્યું તેથી અર્થાન્તરન્યાસ.

દૃષ્ટાન્ત ૩ જું.

ઝુઝંતાં રતિરંગના રણ વિશે તન્વંગીએ તે સમે,
પ્રોઢું સાહસ કીધ દક્ષ પીયૂને પાડી નીચે સંભ્રમે;
ત્યાં તો થર્થરી જાંઘ, બાંવડી પડી ઢીલી, ઢળી આંખ,ને,
છાતી ફર્ફડી; સંભવે કયમ કરી પૌરૂષ તે સ્ત્રી જને ?

કેશવલાલ.

આ રતિવર્ણનમાં રાધાજી હાર્યાં એ એક વસ્તુનું વર્ણન કરી તેના પ્રતિપાદનાર્થે સ્ત્રીજને પૌરૂષ કેમ સંભવે એમ અન્યપ્રસ્તુતું વર્ણન કર્યું તેથી અર્થાન્તરન્યાસ

---

( ६२ ) **विकस्वरालंकार**–Expansion.

વ્યાખ્યાઃ–વિશેષાર્થના સમર્થનાર્થે સમ્યાન્યાર્થનું વર્ણન કરી તે સામાન્યાર્થનું પાછું વિશેષાર્થથી સમર્થન કરી કરેલું વર્ણન તે વિકસ્વર.

દૃષ્ટાન્ત ૧ લું.

અલિ કાગડી ડાહી **થઇ** તું બેસ જઈ બોલ્યા વિના
મકરન્દ અલીથી શોભતા સહકારપર કોકિલ બધા
વદશું ત્હને, છે સ્થાન મ્હાત્મ્યે વસ્તુ વખાણતી ઘણી,
નેપાળમણિને ભાલસ્થિત પંકે ગણાયે કસ્તુરી.

આમાં ' અલિ કાગડી બોલ્યા વગર મકરન્દ અને ભ્રમરથી શોભી રહેલા આમ્ર તરૂપર બેસ એટલે અમે તને કોકિલ ગણીશું. ' તેના વિશેષાર્થનું ' સ્થાન મહાત્મ્યે પણ ઘણી વસ્તુઓ વખણાય છે ' એમ ત્રીજા ચરણના સામાન્યાર્થ વડે સમર્થન કર્યું અને તેના સમર્થનની અપેક્ષા રહી લાગવાથી તે સામાન્યાર્થનું ' નેપાલમણિને ભાલે રહેલો પંક જે કાદવ તે પણ ત્યાં કસ્તુરીની વિપુલતા હોવાથી કસ્તુરી મનાય છે ' એમ છેલ્લા ચરણના વિશેષાર્થથી સમર્થન કર્યું તેથી એ વિકસ્વર.

* * *

---

( ६२ )यस्मिन्विशेषसामान्यविशेषाः स विकस्वरः।

દૃષ્ટાન્ત ૨ જુ.

તારૂં શરીર થઇ જાય વિવર્ણ મિત્ર;
તેમાં વિચાર કરતાં નવું શૂં વિચિત્ર.
હેમન્તમાં વિરહિ કોઇ સુખી ન આજ
નિસ્તેજ ભાનુ પણ છે નલિની વિનાજ.

ભાઇશંકર.

"આમાં 'રતિલાલના શરીરની વિવર્ણતા હોવીજ જોઇએ,' એ વિશેષ આપી તેનું સમર્થન ત્રીજા ચરણમાં આપેલા સામાન્યથી કરેલું છે અને તેથી પણ સંતોષ નહિ પામતાં તે સામાન્યના સમર્થનને માટે હેમન્તમાં થતા કમલિનીના વિરહથી સૂર્યની પણ વિવર્ણતા થવા રૂપ વિશેષ અર્થાન્તરન્યાસની રીતે આપ્યો છે, તેથી વિકસ્વરાલંકાર બરાબર ખુલી રહ્યો છે."

---

( ૬૩ ) प्रौढोक्त्यलंकार–Bold Assertion.

વ્યાખ્યા:–એક વસ્તુ અન્ય વસ્તુના ઉત્કર્ષનો હેતુ નહોવા છતાં તેનું હેતુત્વે કરીને કરેલું વર્ણન તે પ્રૌઢોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

કચ ! કચ સખે ! મ્હારા,
કાલિન્દીના તટપર ઉગેલા,
તમાલ વૃક્ષ સમુહશા
શ્યામ દીસે છે અહો પ્રિયસખા !

---

(૬૩) प्रौढोक्तिरुत्कर्षाहेतौ तद्धेतुत्वप्रकल्पनम् ।

આમાં કાલિન્દીનું તીર એ કાંઇ તમાલ વૃક્ષ સમુહની શ્યામતાનો હેતુ નથી છતાં તેમ હોવાનું વર્ણન કર્યું તેથી પ્રૌઢોકિત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

વિષોના, મદિરાઓના, રાક્ષસોના વિભાગને;
થોડા થોડા લઈ દૈવે બનાવ્યો છે વસંતને.

ભાઇશંકર.

'વસંતમાં વિરહી જનો પ્રત્યે જે મારકપણું, માદકપણું, તથા ક્રૂરપણું છે, તેઓમાં વિષોના, મદિરાઓના તથા રાક્ષસોના વિભાગો અહેતુ છતાં હેતુરૂપે કલ્પ્યા છે, તેથી પ્રૌઢોકિત અલંકાર છે.'

---

(૬૪) **संभावनालंकार**–The Supposition.

વ્યાખ્યા: કોઇ એક અર્થની સિદ્ધિને માટે 'જો આમ હોય તો' એવો તર્ક કરી કરેલુ વર્ણન તે સંભાવના.

દૃષ્ટાન્ત ૧ લુ.

જો વીધિ હસ્તે હોત તો હું તો રાજા થાત,
વજીર મુજ, તુજને કરી કીર્તિ કરત જગખ્યાત.

આમાં રાજા થવારૂપ અર્થની પ્રાપ્તિ માટે 'જો વીધિ હસ્તે હોત તો' એવા પ્રકારનો તર્ક કરવામાં આવ્યો તેથી સંભાવના.

---

(૬૪) संभावना यदीत्थं स्यादित्यूहोऽन्यस्य सिद्धये

દૃષ્ટાન્ત ૨ જું.

સહસ્રાર્જુન જો કોઇ દી જાતે લહીઓ થાય,
તો નૃપ તુજ સાગર સમી મ્હોટી વાત લખાય.

આમાં મ્હોટી વાત લખવારૂપ અર્થની સિદ્ધિ માટે 'જો સહસ્રાર્જુન લહીઓ થાય તો' એવા પ્રકારનો તર્ક કર્યો તેથી સંભાવના

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

જો શૂલ શંભુનું કદી, વળી પાછું આવે,
જો વજ્ર વાસવ તણું, ન અરિ શમાવે;
બ્રહ્માસ્ત્ર બ્રહ્મ તણું જો, અરિ ના નમાવે,
ત્યાંથી ન સંવરણનું, શર પાછું આવે.

પ્રેમાનંદ.

આમાં સંવરણનું બાણ પાછું આવે નહિ એ અર્થની સિદ્ધિ માટે 'જો શંભુનુ શૂલ પાછું આવે તો ઇત્યાદિ' તર્ક કર્યો તેથી સંભાવના.

---

(૬૯) मिथ्याध्यवसित्यालंकार–The False Supposition.

વ્યાખ્યાઃ–કોઇએક અર્થના મિથ્યાત્વની સિદ્ધિ માટે મિથ્યા એવા અન્યાર્થની કલ્પના કરી કરેલુ વર્ણન તે મિથ્યાધ્યવસિતિ.

---

(૬૯) किंचिन्मिथ्यात्वसिद्ध्यर्थं मिथ्यार्थान्तरकल्पनम्।

દૃષ્ટાન્ત ૧ લું.

યદિ કોઇ મેળવી શકે મગરદાઢથી રત્ન,
બહુ તોફાની સમુદ્રને તરે કરીજ પ્રયત્ન;
ત્યમ ખીજાયા સાપને ધરે પુષ્પસમ શીર,
પણ ન કદી ફેરવી શકે મુરખ ચિત અધીર.

આમાં મૂર્ખનું મન વશ કરવા રૂપ અર્થનું મિથ્યાપણું સિદ્ધ કરવા માટે મિથ્યા એવા મગરની દાઢમાંથી રત્ન મેળવવું ઇત્યાદિ અન્ય અર્થોની કલ્પના કરી તેથી મિથ્યાધ્યવસિતિ.

દૃષ્ટાન્ત ૨ જું.

યત્ન થકી પીલ્યે કદી મળે રેતીથી તેલ,
મૃગજળથી છીપે તૃષા મળે ખપુષ્પની વેલ;
મળે વળી ફરતાં કદી શશકશૃંગ મ્હામૂલ,
પણ કદીએ ન ફરીશકે મૂર્ખ ચિત કરીભૂલ.

આમાં પણ અલંકાર લક્ષણ ઉપર મુજબ ઘટાવવું.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

વાંઝણી પ્રસવે પુત્ર, મૂર્ખ પણ કવિજન થાયે,
નીર ભરાય નવાણ, રંકશિર છત્ર ધરાયે,
વળી કોઈ દિન વેર, ઝેર વળી જાય જરૂરી,
ગુણકા જેવી ગમાર, સતી તે થાયજ શૂરી.
એ રીત અનેક થયાં થશે, શાસ્ત્ર શાખ દેછે સહી,
શામળ કહે, ઝાઝુ શું કહું, જીવગયો આવે નહીં.

શામળભટ.

આમાં 'જીવ ગયો આવે નહિ' એ અર્થનું મિથ્યાત્વ સિદ્ધ કરવા માટે કોઇ દિન ઝેર વળે, ગણિકા સતી થાય એ આદિ અન્ય મિથ્યા એવા અર્થોની કલ્પના કરવામાં આવી તેથી મિથ્યાધ્યવસિતિ.

---

(૬૬) **ललितालंकार**–The Gravful.

વ્યાખ્યાઃ—**પ્રસ્તુત અને વર્ણનીયનું વર્ણન ન કરતાં તેના પ્રતિબિંબ રૂપ અન્ય અવર્ણનીય કે અપ્રસ્તુતનું વર્ણન તે લલિત.**

દૃષ્ટાન્ત ૧ લું.

બાવળ વાવી અમૃત ફળની આશા તું ઉર ધારે છે,
મુઆ પહેલાં વસન શોકનાં ધરી કોઇ ફૂગ લજાવે છે.

આમાં પ્રસ્તુત જે ખરાબ કાર્ય કરી સારા ફળની આશા રાખવી તેનું વર્ણન ન કરતાં તેના પ્રતિબિંબ રૂપ બાવળ વાવી ઇત્યાદિનું વર્ણન કર્યું તેથી લલિત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ઇંદુ વિના ગગન જેમ જણાય સૂનું,
તારા વિના ત્યમ મને સુખ સર્વ ઊણું;
જે મીન નીર થકિ હોય જુદો પડેલ,
તેની મને સ્થિતિ હવે નકિ છે થયેલ.

ભાઇશંકર.

---

(૬૬) वर्ण्यें स्याद्वर्णवृतान्तप्रतिबिम्बस्य वर्णनम् ।

'ઉત્તરાર્દ્ધમાં પોતે કે જે પ્રસ્તુત છે તેમાં પોતાના પ્રતિબિંબભૂત મત્સ્યના વૃતાંતનું વર્ણન આપ્યું છે, તેથી લલિત.'

---

(૬૭) प्रहर्षणालंकार–The Successful.

**પ્રથમ પ્રહર્ષણ.**

વ્યાખ્યા: યત્ન વિના ઇચ્છિતાર્થની સંસિદ્ધિનું વર્ણન તે પ્રથમ પ્રહર્ષણ.

દૃષ્ટાન્ત ૧ લું.

ઉર ઉત્સાહિત થઇ મૃગનયની
વામનેત્ર ફરકતાં,
દુકુલ બદલતી પિયુ આગમવિણ
વિરહ વિષાદ હણુંત ×

આમાં પતિ આવે તો સારૂ એમ ઇચ્છા હતી પણ યત્ન વિના તે ઇચ્છાની સિદ્ધિ વર્ણવી તેથી પ્રથમ પ્રહર્ષણ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સાપરાધ પ્રીતમનાં ચક્ષુ,
માનવતી ચખ માન અતિ વસ્યુ,
જુએ ન તે ચંચળ વણ દેખ્યે,

---

(૬૭-૧) उत्कण्ठितार्थ संसिद्धिर्विना यत्नं प्रहर्षणम् ।

× 'તરૂણ ગુજરાત' આશ્વિન ૧૯૭૮ માં પ્રકટ થયું.

તારા મૈત્રક થાતાં હરખે,
માન તજી મુખ મ્લાન તજીને
એક બીજા શું ભેટે.

૨.

આમાં એક અપરાધી અને બીજી માનવતી તેથી અન્યોન્ય શું ઝાંખીને જુએ પણ નહિ જો કે હૃદયેચ્છા કલહ મટે એમ ખરી એટલે તારામૈત્રક થાતાં વિના યત્નેજ તે અર્થની સંસિદ્ધિ થઇ એમ વર્ણવ્યું તેથી પ્રથમ પ્રહર્ષણ.

---

## દ્વિતીય પ્રહર્ષણ.

વ્યાખ્યાઃ—ઇચ્છિત કરતાં અધિકાર્થની સંસિદ્ધિનું વર્ણન તે દ્વિતીય પ્રહર્ષણ.

દૃષ્ટાન્ત ૧ લું.

ઇચ્છયું હતું એકજ ગામ માગવા
માગ્યા વિના પાંચ મળ્યાં મ્હને સખા !

આમાં ઇચ્છિતાર્થથી અધિક ફળની પ્રાપ્તિ વર્ણવી તેથી દ્વિતીય પ્રહર્ષણ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

ઇચ્છા હતી વરદાનની ધરી એક મનમાં હે સખી !
કિન્તુ ઉમાએ આપીઆ માગ્યા વિના વર ત્રણ અલી.

૨.

---

(૬૭-૨) वांछितादधिकार्थस्य संसिद्धिश्च प्रहर्षणम् ।

આમાં પણ ઇચ્છિતાર્થથી અધિક ફળની સસિદ્ધિ વર્ણવી તેથી દ્વિતીય પ્રહર્ષણ.

---

## તૃતીય પ્રહર્ષણ.

વ્યાખ્યાઃ—ફળના ઉપાયની સિદ્ધિ માટે કરેલ યત્નથી સાક્ષાત્ ફળનાજ લાભનું વર્ણન તે તૃતીય પ્રહર્ષણ.

દૃષ્ટાન્ત ૧ લુ.

વનમાં મૂળીઆં ખોદતાં નિધિ અંજનને માટ,
નિધિભંડાર જડયો મ્હને, વિના યત્ન ને કાજ.

આમાં નિધિઅંજન તૈયાર કરવાને માટે વનૌષધિનાં મૂળ ખોદતાં એટલે પૈસા મેળવવાના ઉપાયની સિદ્ધિ માટે કરેલા યત્ન વડે સાક્ષાત નિધિભંડાર રૂપ ફળનોજ લાભ થયો વર્ણવ્યો તેથી તૃતીય પ્રહર્ષણ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

પૂછતાં વશીકરણ મંત્ર—
આવી પ્રિયતમ આધીન થયો.

૨.

આમાં અલંકાર લક્ષણ ઉપર મુજબ ઘટાવવુ.

---

(૬૭-૩) यत्नादुपायसिद्ध्यर्थात्साक्षाल्लाभः फलस्य च ।

(६८) विषादनालंकार–The Disappointment.

વ્યાખ્યાઃ–ઇચ્છિતાર્થથી વિરૂદ્ધાર્થની સંપ્રાપ્તિનું વર્ણન તે વિષાદન.

દૃષ્ટાન્ત ૧ લુ.

રાત્રિ જશે પ્રભવશે વળી સુપ્રભાત,
પૂર્વેય ભાનુ ઉગશે ખીલશે સુપદ્મ,
એવું વિચાર્યું જવ કોશગત દ્વિરેફે,
તે પદ્મિની તવ ઉખેડી ગજે અરે! રે!

આમાં ભ્રમરને પદ્મબંધનમાંથી મુકત થવાની ઇચ્છા હતી તેથી વિરૂદ્ધ અર્થની સંપ્રાપ્તિ વર્ણવી તેથી વિષાદન.

દૃષ્ટાન્ત ૨ જું.

બહુ શ્રમે મૌકિતકનો ગુંથેલો,
હર્યો પતિએ મુજ હાર પેલો;
દીધો સપત્ની પ્રતિ, તે હવે તો
થયો મ્હને એ હરહાર જેવો *

મ્હેં પેલો મોતીનો હાર ઘણા શ્રમથી ગૂંથેલો તે પ્રીતમે હઠાગ્રહથી સપત્ની એટલે શોકયને આપવાથી હવે તે મ્હને સર્પ જેવો થઇ પડયો એમ ઇષ્ટાર્થથી વિરૂદ્ધ અર્થ સંપ્રાપ્તિ વર્ણવાઇ તેથી વિષાદન.

* * *

(६८) इष्यमाणविरूद्धार्थसंप्राप्तिस्तु विषादनम् ।

* 'તરૂણ ગૂજરાત' આશ્વિન ૧૯૭૮ માં પ્રકટ થયું.

દૃષ્ટાન્ત ૩ જુ.

> હાર કંઠે ન આરોપ્યો એવી વિશ્લેષ ભીરૂતા,
> હવે તે અંતરે આવ્યાં પર્વતો, નદીઓ સખા.
>
> ૨.

આમાં સહજ વિશ્લેષ સહન થતો ન હતો ત્યાં મોટો વિશ્લેષ આવી પડયો એમ વર્ણવ્યુ તેથી વિષાદન.

---

(૬૧) उल्लासालंकार-Sympathetic Result.

વ્યાખ્યાઃ—એક વસ્તુના ગુણદોષથી અન્ય વસ્તુને ગુણદોષની સંપ્રાપ્તિનું વર્ણન તે ઉલ્લાસ.

દૃષ્ટાન્ત ૧ લુ.

> દેહ દુલારી તણે વધતી સખી,
> જયમ જયમ જોબન જયોતિ,
> ત્યમ ત્યમ સર્વ સપત્ની તણાં-
> વદનો મલિન ઘુતિ છા'તી.

આમાં દુલારીની* જોબન જ્યોત વધવારૂપ ગુણ વડે બીજી સપત્નીઓને વદને મલિનઘુતિ છવાવા રૂપ દોષની પ્રાપ્તિ વર્ણવી તેથી ઉલ્લાસ.

* * *

---

(૬૧) एकस्य गुणदोषाभ्यामुल्लासोऽन्यस्य तौ यदि ।

મારી ભવ બાધા હરે રાધા નાગરી સોય,*
જે તનની ઝાંઇ પડે શ્યામ હરિત દ્યુતી હોય.

૨.

આમાં રાધાના પીતવર્ણ રૂપ ગુણુથી કૃષ્ણુને હરિત્ દ્યુતિ રૂપ ગુણુની સંપ્રાપ્તિ વર્ણવી તેથી ઉલ્લાસ.

---

(૭૦) अवज्ञालंकार–Indifference.

વ્યાખ્યાઃ—એક વસ્તુના ગુણુદોષ વડે અન્ય વસ્તુને ગુણુદોષની અપ્રાપ્તિનું વર્ણન તે અવજ્ઞા.

દૃષ્ટાન્ત ૧ ૨ જું.

સુલલિત લલનાઓ ભ્રૂકુટિથી હરે છે,
હૃદય યુવક કેરાં મોહ વારૂણી દે છે,
પ્રમુદિત કરતી એ યુવકો સર્વ ત્યાંહી,
પણ નવ હરતી એ બાલનાં દિલ કાંઇ.

ત્યમ અમ કવિતાએ સુઅલંકાર પ્હેરી,
અમી ધરી હૃદમાંને રમ્ય આલ્હાદ દેતી;
રસિક ગુણી જનોને દિવ્ય કો માનવોને,
મૂઢ પશુ સમ નિન્દે, હાની ના કૈં અમોને.

---

(૭૦) ताभ्यां तौ यदि न स्यातामवज्ञालंकृतस्तु सा ।

* સોય એટલે ૧૦૦ચે, સેંકડો.

આમાં સુલલિત લલનાઓ અને કવિતાઓને અરસિક અને કુમારનાં અંતઃકરણોને આલ્હાદ દેવા રૂપ ગુણની અપ્રાપ્તિ વર્ણવી તેથી અવજ્ઞા.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

મ્હારી પ્રિયાની સમીપે જઈ આવનાર,
હે વાયુ! યોગ્ય તુજને ઠપકો અપાર;
તેના શરીરનિ ઘણી મૃદુતા જુવે છે,
તું કેમ તોપણ કઠોરપણું ધરે છે.

ભાઇશંકર.

'પ્રિયાના મૃદુતારૂપ ગુણથી પવનને મૃદુતા રૂપ ગુણ ન થયાનું કહ્યું છે તેથી અવજ્ઞા અલંકાર છે.'

---

( ૭૧ ) अनुज्ञालंकार–Acceptance.

વ્યાખ્યા:–દોષમાં ગુણ ભાળી દોષની ઇચ્છાનું વર્ણન તે અનુજ્ઞા.

દૃષ્ટાન્ત ૧ લું.

દુઃખ સદાયે આપજે ભીડભંજન ગોપાળ;
કાંકે સુખમાં સોનીને દુઃખે સદા તું સ્મરાય.

---

( ७१ ) दोषस्याभ्यर्थनानुज्ञा तत्रैव गुणदर्शनात् ।

આમાં દુઃખ રૂપી દોષરૂપ વસ્તુમાં ગુણ જોઇ તેની ઇચ્છા કરી તેથી અનુજ્ઞા.

દૃષ્ટાન્ત ૨ જું.

પિયુજીએ પરદેશ સિધાવતાં
હૃદયે ચિન્હ નખક્ષતે કર્યું,
નવ એ દે સુકવાજ ખણી ખણી
કરતી તાજુ સદા ક્ષતાંકુર.

આમાં ક્ષતાંકુરને કોતરીને તાજો રાખવા રૂપ દોષરૂપ વસ્તુમાં તેણે પ્રિયનું સ્મૃતિચિન્હરૂપ ગુણ જોઇ તેની ઇચ્છા કરી તાજુ રાખ્યુ એમ વર્ણવ્યું તેથી અનુજ્ઞા.

દૃષ્ટાન્ત ૩ જું.

તજી તીરથ, હરિ રાધિકા, તનદ્યુતિ કર અનુરાગ,
જેથી વ્રજની કુંજમાં પદપદ થશે પ્રયાગ.

આમાં યાત્રા ન કરવા રૂપ દોષમાં ગુણ જોઇ તેની ઇચ્છા કરી તેથી અનુજ્ઞા.

* * *

દૃષ્ટાન્ત ૪ થુ

ઉપકાર ઉચ્ચતમ થયો આપનો
દઉં બદલો ન લગાર,
જો હૃદમાં ઇચ્છા કરૂં હું કદી કરવા પ્રત્યુપકાર,
તો મ્હારા ઉપકાર થકીએ વધે ભૂ ઉપરે ભાર.

એથી ધારૂં હું વિપત્તિ સાર*
અને વિપત્તિયે પડનાર—૩૫૦

૨.

આમાં પ્રત્યુપકારની આશા ન રાખવારૂપ દોષમાં ગુણ જોઈ તેની ઈચ્છા કરી તેથી અનુજ્ઞા.

---

(૭૨) लेशालंकार-The Unexpected Result.

વ્યાખ્યાઃ દોષમાં ગુણ અને ગુણમાં દોષની કલ્પના કરી કરેલુ વર્ણન તે લેશ.

દૃષ્ટાન્ત ૧ લુ.

મરણ વિરહથી સખીરી ! ભલુ !
બહુ વિચાર કરી ચિત્તમ્હેં ગણ્યું,
મરી જતાં દુઃખ થાયજ એકને,
વિરહથી સખીરી ! દુઃખ બેયને.×

આમાં મરણ દોષમાં ગુણોની કલ્પના કરવામાં આવી તેથી લેશ

* * *

---

* त्वय्येव जोर्णतां यातु यत्त्वयोपकृतं सखे ।
नरः प्रत्युपकारार्थी विपत्तिमभिकाङ्क्षति ॥

(७२) लेशः स्याद्दोषगुणयोर्गुणदोषत्वकल्पनम् ।

× 'તરૂણ ગૂજરાત' આશ્વિન ૧૯૭૮માં પ્રકટ થયુ.

દૃષ્ટાન્ત ૨ જું.

પિતુ ઘાતક યોગ જોઈને
સુત જન્મ્યે દુઃખી જોશી એ થયો,
નિરખન્તાં વળી યોગ જારજ
ક્ષણમાં એ ફરી ખૂબ ત્યાં હસ્યો.
૨.

આમાં દોષ રૂપ જે જારજ યોગ તેમાં ભલુ થવા રૂપ ગુણની કલ્પના કરવામાં આવી તેથી લેશ.

---

( ૭૩ ) मुद्रालंकार–Indirect Designation.

વ્યાખ્યાઃ–પ્રકૃતાર્થ વાચકપદોએ સૂચ્યાર્થનું સૂચન તે મુદ્રા.

દૃષ્ટાન્ત ૧ લું.

આ જો વસંતતિલકા નવયૌવના કો
જાયે નચાવી સહચાર કરી સખાનો,
માણન્તી મોદ; રતિનાથની દૂતિકાએ
તે ભુજ જુગ ગરવેથી નચાવી જાણે.

આમાં કોઇ વેસ્યાના વર્ણનરૂપ પ્રકૃતાર્થ વાચકપદો વડે વસંતતિલકા છંદના માપરૂપ સૂચ્યાર્થનું સૂચન કર્યું તેથી મુદ્રા.

* * *

---

( ૭૩ ) सूच्यार्थसूचनं मुद्रा प्रकृतार्थपरैः पदैः ।

દૃષ્ટાન્ત ૨ જું.

ભાગ્રી ભગો ગણિતે થઇ ડાહ્યો
દોધક નામ નદીતટ નાહ્યો.

દલપતરામ.

આમાં પણ અલંકાર લક્ષણ ઉપર મુજબ ઘટાવવું.

દૃષ્ટાન્ત ૩ જું.

ક્ષણ પણ ન વિજોગ વેઠનારી,
મીટ મિટતાં પણ ખેદ લેખનારી.
ચિર વિરહિણી આમ્રરાજી સાથા
અવ જીવશે કયમ જોઇ પુષ્પિતાગ્રા ?

કેશવલાલ.

આમાં રાધાના વિરહ વર્ણન રૂપ પ્રકૃતાર્થ વાચક પદો વડે પુષ્પિતાગ્રા વૃત જે તે શ્લોકનું વૃત છે તેનું સૂચન કર્યું તેથી મુદ્રા.

---

( ૭૪ ) रत्नावल्यालंकार–The String of Jewels.

વ્યાખ્યાઃ–પ્રકૃતાર્થનું સૂચન કરનારાં પદોનું પ્રસિદ્ધ ક્રમાનુસાર સ્થાપન તે રત્નાવલી.

દૃષ્ટાન્ત ૧ લું.

પરિબ્રહ્મનું તું રટણ કર ભજ નિરાકાર તક ન મળે,
સ્તવી આગ સરસ તું મુકિતપદ કરી કૃપા દેવા તે કહે;

---

( ૭૪ ) क्रमिकं प्रकृतार्थानां न्यासं रत्नावलीं विदुः ।

**પોષક બધા એ વિશ્વનો રીદ્ધિ અને સીદ્ધિ સખા !**
**મહા એ પ્રભાવજશાળીની છે દાસી જાણ તું સર્વદા.**

આમાં બોધરૂપ પ્રકૃતાર્થનાં સૂચન કરનારાં પદોનું માસના ક્રમ વડે સ્થાપન કર્યું તેથી રત્નાવલી.*

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

કક્કા ! ક્રોધ કરો કદી ન, કરશો કર્મો કુડાં ના કરે,
ખખ્ખા ! ખાર ખરાબ ખોટી ખલતા ખંતે ખસેડો ખરે,
ગગ્ગા ! ગર્ક બની નહિં ગરવમાં આ ગુણ ગુરૂતણા,
ઘઘ્ઘા ! ઘાટ ઘડો નહિં અઘટતા રે ઘાતકી થૈ ઘણા.

**મહાસુખભાઈ.**

આમાં પણ બોધરૂપ પ્રકૃતાર્થનું સૂચન કરનારાં પદોનું કક્કાના ક્રમ વડે સ્થાપન કર્યું તેથી રત્નાવલી.

દૃષ્ટાન્ત ૩ જુ.

સુકેશી તવ વેણી છે, રૂચિર ચિત્રલેખા ભ્રૂ આ,
મનોહર મદાલસા દૃગ, તિલોત્તમા નાસિકા,
રૂડી ઉરવશી કુચચ્છબિજ, જંઘ રંભા; અહા !
દીપે ત્રિદિવ સુંદરી મચીજ તન્વી ! પૃથ્વીગતા.

**કેશવલાલ.**

---

* પ્રીતમના કક્કા, ધોળાશના મહિના, આત્મારામની તિથીઓ સાત વારના ગરબા એ પણ રત્નાવલીનાં મોટાં દૃષ્ટાન્તો ગણી શકાય.

આમાં શાખાની અંગ શોભારૂપ પ્રકૃતાર્થનાં સૂચન કરનારાં પદોનું અપ્સરાઓના ક્રમવડે સ્થાપન કર્યું તેથી રત્નાવલી.

---

(૭૯) तद्गुणालंकार–The Borrower.

વ્યાખ્યાઃ–સ્વગુણનો ત્યાગ કરી પરાયા ગુણના ગ્રહણનું વર્ણન તે તદ્ગુણ.

દૃષ્ટાન્ત ૧ લુ.

જપા કુસુમ સાનિધ્યે
રહેલુ આ બટમોગર પુષ્પ રૂડુ,
નિજ ધવલતા ત્યાગી.
જપા કુસુમ કાન્તિથી રક્ત થતુ.

આમાં બટમોગરાના ફુલે પોતાના ઉજ્વળતા રૂપ ગુણનો ત્યાગ કરી જપા કુસુમના રકતતા રૂપ ગુણનું ગ્રહણ કર્યું તેથી તદ્ગુણ.

દૃષ્ટાન્ત ૨ જુ.

છબી નીરખી છબીલી લલનાની
મમ મન મોહ્યુ લાલ,
સ્વર્ણયુથી સરખી તન દ્યુતિએ
થઇ ગઈ માલતીમાલ.×

---

(૭૯) तद्गुणः स्वगुणत्यागादन्यदीयगुणग्रहः ।

× 'તરૂણ ગૂજરાત' આશ્વિન ૧૯૭૮મા પ્રકટ થયું.

આમાં માલતીની માલાએ પોતાનો ઉજ્વળતા રૂપ ગુણનો ત્યાગ કરી તનદ્યુતિના પીતવર્ણનું અનુગ્રહણ કર્યું તેથી તદ્‌ગુણ.

દૃષ્ટાન્ત ૩ જું.

હરિ અધરે ધરી લીલી બંસરી
ઓષ્ટ, દૃષ્ટ, પટ જ્યોતિ,
પડતાં નિજપર ઇન્દ્ર ધનુષના
રંગે સુંદર સ્હોતી.*

આમાં વાંસળીએ પોતાના નીલત્વરૂપ ગુણનો ત્યાગ કરી ઓષ્ટનો લાલ, પટનો પીત, અને દૃષ્ટનો શ્યામ એ રંગોનું ગ્રહણ કર્યું વર્ણવ્યું તેથી તદ્‌ગુણ.

* * *

દૃષ્ટાન્ત ૪ થું.

નકવેસરનું મોતી
અધર કાન્તિથી શોભિત અયિ બાલે!
પદ્મપરાગ મણિ શું
જણાયછે, ચતુરા! તું શીદ હાલે.
૨.

આમાં મોતીએ પોતાનો શ્વેતતા રૂપ ગુણનો ત્યાગ કરી અધર કાન્તિના લાલ રંગનું ગ્રહણ કર્યું એમ વર્ણવ્યું તેથી તદ્‌ગુણ

---

* 'તરૂણ ગૂજરાત' આશ્વિન ૧૯૭૮માં પ્રકટ થયું.

## ( ૭૬ ) पूर्वारुपालंकार–The Reversion.

વ્યાખ્યાઃ–પોતાના ત્યાગ કરેલા ગુણના પુનર્ગ્રહણનું વર્ણન તે પૂર્વરૂપ વિકૃત થયેલી વસ્તુની પુર્વાવસ્થામાં અનુવૃત્તિ તેપણ પૂર્વરૂપ *

દૃષ્ટાન્ત ૧ લું.

સ્મરારિ કણ્ઠ કરોએ
કરીને વ્યાપ્તજ એવો પણ શેષ
ગણું હું તો પ્રિયસખા
તુજ યશ થકી એ થયો પુનઃ શ્વેત.

આમાં ઉજ્વલતા રૂપ ગુણ શેષે નિલકણ્ઠનાં કિરણે વ્યાપ્ત થઈ ત્યાગીને કાળાશ ગ્રહેલી તે પાછી યશથી પુનઃ શ્વેતતા ધારણ કરી એમ કહ્યું તેથી પૂર્વરૂપ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

કટાક્ષની ઝાંઇથિ પામિ શ્યામતા,
કરોતણી ઝાંઇથિ ધારિ રકતતા.
સ્મિતોથિ પાછું નિજવર્ણને ધરે,
પિયારિ જે ડોલરને કરે ધરે.

ભાઇશંકર.

---

(૭૬) पुनः स्वगुणसंप्राप्तिः पूर्वरुपमुदाहृतम् ।
* पूर्वावस्थानुवृत्तिश्च विकृते सति वस्तुनि ।

આમાં પ્રથમ શ્વેતરૂપ ત્યાગી શ્યામતા અને રક્તતાનું ગ્રહણ કરી પુનઃ સ્મિતોની શ્વેતતાથી પૂર્વરૂપ જે શ્વેતતા તેજ ધારણ કરે છે એમ વર્ણવ્યું તેથી પૂર્વરૂપ.

---

(७७) अतद्गुणालंकार–The Non-borrower.

**વ્યાખ્યાઃ–આશ્રે રહેલી વસ્તુના ગુણના અનંગીકારનું વર્ણન તે અતદ્‌ગુણ.**

દૃષ્ટાન્ત ૧ લુ.

અનુરાગયુકતજ હુંના હૃદયે સ્થિત થઇ એમ,
અનુરાગવાળો જરી છતાં થયો ન તું કેમ ?

આમાં અનુરાગયુકત હૃદયે સ્થિત થયા છતાં અનુરાગયુકતત્વ ગુણના અનંગીકારનું વર્ણન કર્યું તેથી અતદ્‌ગુણ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

તિમીર પહેલાં સહુ ઠામથી લુવે,
વિયોગિનીનાં પછિ આંજણો ધુવે,
તથાપિ આ ચાંદની ઉજળી રહે,
વિચિત્ર એથી વળિ શું બીજું કહે ?

ભાઇશંકર.

---

(७७) संगतान्यगुणानंगीकारमाहुरतद्गुणम् ।

'આમાં સર્વ સ્થલોમાંથી અંધકાર લૂપ્ત છતાં પણ અને અશ્રુઓ લાવવાથી વિરહિણીઓનાં આંજણો ધોયા છતાંપણ ચાંદનીએ શ્યામતા નહિં લેતાં ઉજ્વલતાજ રાખી એટલે અન્યના ગુણનો અંગીકાર નજ કર્યો એમ કહેવાયુ છેથી અતદ્‌ગુણ.'

---

( ૭૮ ) अनुगुणालंकार–The Enhancer.

વ્યાખ્યા:–કોઇ વસ્તુના મૂળ સ્વભાવને અનુરૂપ એવા બીજા કોઈ ગુણ આવી મળવાથી તેના પ્રથમના સ્વભાવના ઉત્કર્ષનું વર્ણન તે અનુગુણ.

દૃષ્ટાન્ત ૧ લું.

મદિરા ઝાઝી પીધેલ વાંદરે
વળી વીંછી ડશિયોજ તે સમે;
પછી વળગ્યો પિશાચ એહને,
ઉજ્જડ કેમ કરે ન ગામ એ ?

આમાં વાનરમાં મૂળથી અટકચાળાપણું હતુજ તેમાં વળી મદિરા પીધી, વીંછી કરડ્યો અને પિશાચ વળગ્યો એટલે તેના મૂળ ગુણનો ઉત્કર્ષ થયો તેથી અનુગુણ.

દૃષ્ટાન્ત ૨ જું.

રોષ ભરી નિરખી રહી'તી એ
સપત્ની પાદ સુરંગી

---

( ૭૮ ) प्राक्सिद्धस्वगुणोत्कर्षोऽनुगुणः परसंनिधेः ।

લાહ્ય ઉઠો હ્રદ અંગુલિ જોતાં

લાલની લાલજ રંગી.

આમાં સપત્નીના સુરંગીવાળા પગ જોઇ મૂળથીજ કોપ થયો હતો તેમાં લાલ એટલે પ્રિયતમ જે નંદજીના લાલ તેમની આંગળી લાલ એટલે રાતા રંગની જોઇ તેથી સપત્નીને પગે સુરંગી તેણેજ ચર્ચેલી તે જાણીને તેના પેટમાં લાહ્ય ઉઠી એટલે મૂળ ગુણનો ઉત્કર્ષ થયો વર્ણવ્યો તેથી અનુગુણ.

* * *

દૃષ્ટાન્ત ૩ જું ૪ થું.

મરકટને મદીરા ચઢી વીંછીકરડયો વેદ,
વ્યંતરને ભૂત વળગીયું ભણે ઘણેરા ભેદ
રજપુત ને વળી રંડુવો સુણી રંડાની રીત,
પ્રતિજ્ઞા પોતે કરી, પરહરી પરમાં પ્રીત.

શામળભટ.

ત્રીજા દૃષ્ટાન્ત તથા પહેલા દૃષ્ટાન્તમાં ઘણુંજ સામ્ય છે. ચોથામાં લક્ષણ ઉપર મુજબજ ઘટાવવું.

---

(૭૯) मीलितालंकार The Lost.

વ્યાખ્યાઃ—સાદૃશ્ય વડે ભેદ દેખવામાંજ ન આવે એવું જે વર્ણન તે મીલિત.

---

(૭૯) मीलितं यदि सादृश्याद्भेद एव न लक्ष्यते।

દૃષ્ટાન્ત ૧ લું.

કપુર મણિમય છે બની રહીએ,
મળતાં તનદ્યુતિ માળા,
મૌક્તિકની, તે કર અડકાડી
ક્ષણ ક્ષણ તૃણ લે બાળા.

આમાં મૌક્તિક માળા અને તનદ્યુતિ એને શ્વેતતારૂપ સાદૃશ્ય વડે ભેદ ન દેખવામાં આવ્યો તેથી મીલિત. અંગની ઝંઇ પડવાથી મોતીની માળા કપુરમણિની માળા જેવી થઇ ગઇ. એમ તેને ભ્રમ થયો તેથી ક્ષણે ક્ષણે માળાને કર અડકાડી તેનાથી તરણાંને સ્પર્શ કરે છે કારણ કે કપુરમણિની માળા હોય તો તરણું હાથે ઉડીને ચોટી આવે.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

વરણ, વાસ, સુકુમારતા, સહુ વિધિ રહી સમાઇ,
પાંખડી લાગી ગુલાબની, ગાલ ન જાણી જાય.

આમાં કપોલને વર્ણ અને ગુલાબની પાંખડી એ બેમાં સાદૃશ્ય વડે ભેદ ન દેખવામાં આવ્યો તેથી મીલિત.

---

(૮૦) **सामान्यालंकार**–The Sameness.

વ્યાખ્યા: **સાદૃશ્ય વડે સમાન એવી વસ્તુને વિશેષ ધર્મ જણાય નહિ એવું જે વર્ણન તે સામાન્ય.**

---

(૮૦) **सामान्यं यदि सादृश्याद्विशेषो नोपलक्ष्यते।**

દૃષ્ટાન્ત ૧ લુ.

સંક્રાન્ત રત્ન સ્તંભોમાં પ્રતિબિમ્બ શતો વડે,
લંકેશ્વર સભામધ્યે ઓળખ્યો નહિ અંગદે.

આમાં સાદશ્યથી લંકેશ્વર અને તેના પ્રતિબિમ્બમાં ભેદ દર્શાવનાર ધર્મ અંગદને જણાયો નહિ તેથી સામાન્ય.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ

મલ્લિકાનો, મોગરાનો, જુઇનો, કુમુદો તણો,
અહો ! ચાંદનિમાં ભેદ, જણાતો નથી કોયનો.

ભાઇશંકર.

'આમાં શ્વેતતારૂપ સાદશ્યને લીધે ભેદ જણાતોજ નથી એમ કહ્યું છે તેથી સામાન્ય અલંકાર.'

---

(૮૧) उन्मीलितालंकार-The Dis-covered.

વ્યાખ્યા: મીલિતને વિષે ભેદનું સ્ફૂરણ તે ઉન્મીલિત અથવા બે વસ્તુમાં રહેલો ભેદ કોઈ વિશેષ કારણથી લક્ષમાં આવે ત્યાં ઉન્મીલિત.

દૃષ્ટાન્ત ૧ લુ.

સમાન દ્યુતિથી જણાયના કનક કનકને ગાત્ર
કરને કર્કશ લાગતાં ભૂષણ ઓળખુ માત્ર.

---

(૮૧-૮૨) भेदवैशिष्टययोः स्फुर्तावुन्मीलितविशेषको ।

આમા કનકવર્ણ રૂપી સાદશ્ય છતાં કર્કશતારૂપ ભેદનું સ્ફૂરણ થવાથી ઉન્મીલિત.

દષ્ટાન્ત ૨ જુ.

કંચન વરણી કાયપર કેસર તે ન જણાય,
રંગ શું રંગ ભળી ગયો સુગંધથી વરતાય.*

આમાં સુગંધથી વર્ણ સાદશ્ય છતાં ભેદનું સ્ફૂરણ થવાથી ઉન્મીલિત.

* * *

દષ્ટાન્ત ૩ જુ.

કંચન વરણી કાય પર ચંપક પુષ્પની માળ,
રંગ મળ્યે દેખાય ના કરમાયે વરતાય

૨.

આમાં કરમાવાથી વર્ણ સાદશ્ય છતાં ભેદનું સ્ફૂરણ થવાથી ઉન્મીલિત.

---

## (૮૨) विशेषकालंकार.

વ્યાખ્યા:-વિશેષને વિષે ભેદનું સ્ફૂરણ તે વિશેષક.

દષ્ટાન્ત ૧ લું.

કાળો કાળો કાગડો કાળી કોયલ તેમ
જણાય ભેદ જરી નહિ કાગપિકમાં એમ,
પણ વસંત સમયે સદા થાય બેઉનો તોલ
જણાય કાગજ કાગને કોયલ રહે અણમોલ.

---

* 'તરૂણ ગૂજરાત' આશ્વિન ૧૯૭૮માં પ્રકટ થયુ.

આમાં વસંત સમયે શબ્દે કરીને કાકત્વ અને પિકત્વના ભેદનું સ્ફુરણ થાય છે એમ વર્ણવ્યુ તેથી વિશેષક.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

કુલાંગનામાં ત્યમ પુંશ્ચલીમાં,
શો ભેદ છે અંગનિ બાંધણીમાં;
વસંત આવે ઋતુરાજ જ્યારે,
તેનો ખરો ભેદ જણાય ત્યારે.

ભાઈશંકર.

'આમાં અંગની બાંધણીમાં સરખાપણાને લીધે પતિવ્રતાનો અને વ્યભિચારિણીનો વ્યાવર્તક વિશેષ ન જણાવાનું પ્રાપ્ત છે, તેમાં વસંત ઋતુમાં પણ ધૈર્ય ધરી રાખવાથી પતિવ્રતાનો વિશેષ સ્ફુરે છે એમ કહ્યું છે તેથી વિશેષક અલંકાર.'

---

## ૮૩ उत्तरालंकार અથવા चित्रालंकार-The Manifold.

વ્યાખ્યાઃ—કિંચિત અભિપ્રાયસહિત ગૂઢ ઉત્તરનું વર્ણન તે ઉત્તર. તેમજ એક કે વધુ પ્રશ્નનું જે વચન તેજ ઉત્તરનું હોય તેપણ ઉત્તર અથવા ચિત્ર.

( ८३ ) किंचिदाकूत सहितं प्रश्नोत्तरान्तराभिन्न मुत्तरं
स्याद्गूढोत्तर मुत्तरम् चित्रमुच्यते ।

દૃષ્ટાન્ત ૧ લું.

**સંયમી છે તું—**

**—કેશે !**

આમાં તું સંયમી શી બાબતમાં છે? એ પ્રશ્ન તેમાંથીજ 'કેશે' એ ઉત્તર નીકળે છે તેથી ચિત્ર. કેશ એટલે વાળ.

દૃષ્ટાન્ત ૨ જું.

કોણ મસ્તક ભૂધરે ?
માનવ શ્રેષ્ઠ કો ? કો શિવ શિરતાજ ?
જલજાપતિ વાહન કો ?
કહો વિચારી ઉત્તર દ્વિજરાજ.*

આમાં ચારે પ્રશ્નનો ઉત્તર 'દ્વિજરાજ' એ પ્રશ્નમાંજ આવી ગયો તેથી ચિત્ર.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

બાલા થા તબ સબકુ ભાયા,
બડા હુઆ જબ કામ ન આયા,
મે કહ દીઆ વાકા નામ,
કૂડો પંડિત કે છોડો ગામ.

શામળભટ.

આમાં પ્રશ્નમાંજ ઉત્તર જે 'મે-મેહ' આવી ગયો તેથી ચિત્ર.

---

* 'સાહિત્ય' નવેંબર ૧૯૨૦ માં 'દ્વિજરાજ' શીર્ષકથી પ્રકટ થયું હતું. દ્વિજરાજ: શેષ, ઋષિશ્રેષ્ઠ, ચંદ્ર અને ગરુડ.

દષ્ટાન્ત ૪ થું

નારી એક નવરંગ નહિ માબાપની સૃષ્ટિ·
નહિ બીજ વાવેત્ર નહિ નીપજાવે વૃષ્ટિ;
નહિ અવનિ આકાશ, નહિ કોઇ તેનું જોડું
છે મુખ નાસા નેણ, પુંછ પણ પરઠયું પ્રૌઢું,
તે નારી નારીએ નથી ઘડી સ્વરૂપ રૂપે સાંચળી
પરખો તો પ્હેરો પાઘડી નહિ તો પ્હેરો **કાંચળી.**

શામળભટ.

આમાં પ્રશ્નમાંજ ઉત્તર જે 'કાંચળી' તે આવી જવાથી ચિત્ર.

---

( ૮૪ ) **सूक्ष्मालंकार**–The Subtle.

વ્યાખ્યા:–પરાશય સમજનાર કોઇની સાભિપ્રાય ચેષ્ટાનું
વર્ણન તે સૂક્ષ્મ.

દષ્ટાન્ત ૧ લું.

તારા મૈત્રક થાતાં
તર્ત તેણે નયનમણિ દાબ્યાં
દશાંગુલિથી; કેશે
મસ્તક મણિને ફરી થકી છાતાં.*

---

(૮૪) सूक्ष्मं पराशयाभिज्ञे तरसाकूतचेष्टितम् ।

* 'સાહિત્ય' ફેબ્રુઆરી ૧૯૨૨માં પ્રકટ થયું.

આમાં તારામૈત્રક થાતાં સંકેતકાળનો અભિપ્રાય જાણી મસ્તક-મણિને કેશથી છાઇ નયને દશાંગુલિ અડકાડી એમ જણાવ્યુ કે સૂર્યાસ્ત પછી દશ ઘટિકા રાત્રિ વીત્યે કે દશ વાગે સંકેતસમય છે. એમ વર્ણવ્યું તેથી સૂક્ષ્મ.

દૃષ્ટાન્ત ૨ જું.

સખી મણ્ડલીમાં આપની પ્રિય સ્હમજી મમ સાન,
હાસ્ય કરી અંજન લુછી કથે ન કરી અભિમાન *

આમાં સાન સમજી સંકેતકાળના પ્રશ્નનો અભિપ્રાય જાણી અંજન લુછી હાસ્ય કરવા રૂપ ચેષ્ટાથી જણાવ્યુ કે અંજન જેવી કાળી રાત્રિ મટી જઇ હાસ્યરૂપ ધવલ નિર્મળ ચંદ્રિકા પ્રકાશે ત્યારે સંકેત સમય છે એમ વર્ણવ્યું તેથી સૂક્ષ્મ.

દૃષ્ટાન્ત ૩ જું.

સખી મણ્ડલીમાં ઉભી હતી
અણુચિન્તો તહીં આવિયો પતિ,
લઇ પદ્મ કરેજ પદ્મિની,
કરતી બંધ સહી શું ત્યાં હસી. ×

આમાં તે સખી મણ્ડલીમાં ઉભી હતી એવામાં પતિ આવ્યો અને તે ગોષ્ઠિવિનોદ માટે આવેલ છે એમ સમજી જઇ પદ્મ બીડવા અને હસવા રૂપ ચેષ્ટાથી જણાવ્યું કે એ સમય તો સૂર્યાસ્તે પદ્મો બીડાસે અને ચંદ્રની ધવલનિર્મલ ચંદ્રિકા પ્રકાશશે ત્યારે, એમ વર્ણવ્યું તેથી સૂક્ષ્મ.

---

* 'સાહિત્ય' ફેબ્રુઆરી ૧૯૨૧ માં પ્રકટ થયું.
× 'સાહિત્ય' સપ્ટેમ્બર ૧૯૨૦માં પ્રકટ થયું.

દૃષ્ટાન્ત ૪ થું.

બીંદી મિષ ધરી રાધિકા કર દર્પણ લઈ સાર
પ્રતિબિંબિત હસી ન્યાળતી મોહન નંદકુમાર *

આમાં યમુના તટે સખીવૃંદમાં કૃષ્ણને વંદન કરવા માટે દર્પણ લઈ રાધિકાએ બીંદીનું મિષ કહાડ્યું અને તે રીતથી બન્ને અન્યોન્યને જોઇ શક્યાં એમ વર્ણવ્યું તેથી સૂક્ષ્મ.

* * *

દૃષ્ટાન્ત ૫ મું.

દોઉ અટારી પીઠ દૈં, કિયેં દરસ આદર્ષ,
મિલિ કર નૈ દૈ ચુટકિત્રય, પિય તિય ઉદયો હર્ષ.

દયારામ.

આમાં એક ગોપી પોતાની અટારીએ પીઠ દઇને બેઠી છે અને સામી અટારીએ મદનમનોહર લાલજી પણ પીઠ દઈ તકતામાં મુખ જોતા વિરાજ્યા છે. વહાલ છતાં લોક લજ્યાથી જોવાતુ નથી તેથી પોતે પણ દર્પણ લઇને બેઠી અને તે એવી રીતે રાખ્યું કે સામા દર્પણનું પ્રતિબિંબ પોતાનામાં પડે અને પોતાનાનું સામામાં પડે. આમ કરી મશારતથી જે વિનતી કરવી હતી તે કરી તેનો ઉત્તર કૃષ્ણે ત્રણ ચપટી વગાડી આપ્યો કે ત્રણ પ્રહરે આવીશ એટલે સૂક્ષ્મ.

---

* 'વસંત' ભાદ્રપદ ૧૯૭૬ તથા 'સુન્દરી સુબોધ' માર્ચ-એપ્રીલ ૧૯૨૨ માં પ્રકટ થયું.

## ( ૮૯ ) पिहितालंकार-The Concealed.

વ્યાખ્યાઃ-પરવૃતાન્ત જાણનાર કોઇકની સાભિપ્રાય ચેષ્ટાનું વર્ણન તે પિહિત.

દૃષ્ટાન્ત ૧ લું.

પ્રભાત કાળે પ્રીતમ આવ્યા,
બીછાનાં બીછાવ્યાં રે ! સાહેલી.

આમાં સપત્નીને ત્યાં જાગરણ કર્યેથી શ્રાન્ત છે એમ જાણી 'થાકયા હો તો બિછાનું તૈયાર છે' એમ જણાવી બીછાનું કરવાની ચેષ્ટા વર્ણવી તેથી પિહિત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

નિરખી અધરમણિ પીયુતણો અંજન રંજીત શ્યામ,
દર્પણ સાબુ ટુવાલ ને વારિ દઇ હસી વામ.

૨.

આમાં સપત્ની સાથે વિહાર કરી આવ્યા એમ જાણી લઇ 'નયનામૃત પાને અધરમણિ શ્યામ થયો છે' એમ દર્પણથી જણાવી સાબુ આદિ આપવાની ચેષ્ટા વર્ણવી તેથી પિહિત.

---

( ૮૯ ) पिहितं परवृत्तान्तज्ञातुः साकूतचेष्टितम् ।

(૮૬) व्याजोक्त्यलंकार–The Dissembler.

વ્યાખ્યા:–અન્ય હેતુના કથને કરીને આકારના ગોપનનું વર્ણન તે વ્યાજોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

કાળે રંગ ડરામણો કયમ આવે મમ ગેહ,
જોયો, સખી ઘણી વાર તે કંપે સારીય દેહ.

આમાં કૃષ્ણને જોઇ દેહ સ્નેહાવેશથી કંપે છે છતાં કાળા રંગનો જોઇ બીકથી કંપે છે એમ કહી સ્નેહાવેશનું ગોપન કર્યું તેથી વ્યાજોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

શોકાતુર થઈ કહે સુંદરી
ગ્રીષ્મ તપ્યો અતિશે અલીરે સાહેલી !
તાપ અમાપ થયો મુજ અંગે
જાશે શું પ્રાણની સંગેરે સાહેલી !

૨.

આમાં તાપ પ્રેમાવેશથી થયો છે પરંતુ તે ગ્રીષ્મને લઇને થયો છે એમ કહી પ્રેમાવેશનું ગોપન કર્યું તેથી વ્યાજોક્તિ.

---

( ૮૬ ) व्याजोक्तिरन्यहेतूक्त्या यदाकारस्य गोपनम् ।

## ( ૮૭ ) गूढोक्त्यलंकार-The Hidden Speech.

વ્યાખ્યા:-અન્યનો ઉદ્દેશ કરીને અન્યને સંબોધી કરેલું
વર્ણન તે ગૂઢોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

ગંગાતીરે વસનારી ચક્રવાકી ભલી.
જો જો આ દિવસ આથમવા જાય,
વ્હાલાને-સુખે કે દુઃખે તું
કરજે વિદાય-ગંગા૦

આમાં શકુન્તલાને ઉદ્દેશીને ચક્રવાકીને કહ્યું તેથી ગૂઢોક્તિ.

દૃષ્ટાન્ત ૨ જું

પિય અતિરસ ત્હેં દિન નહિં પંકજ થાશે બંધ,
મધુકર! હે મમતા મુકો બન નવ લોભથી અંધ.

આમાં પરકીયાના ઉપપતિને ઉદ્દેશીને ભ્રમરને કહ્યું તેથી તે ગૂઢોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

માન અને વળી રહ્યું મળવું એ,
કહેતાં એમ મરોડ કરીને,
સહીશું તે ગમ ઠપકો દઇને
ભાળંતી મુજ ગમ એ.
૨.

આમાં પતિને ઉદ્દેશીને સખીને કહ્યું તેથી ગૂઢોક્તિ.

---

( ૮૭ ) गूढोक्तिरन्योद्देश्यं चेदन्यं प्रति कथ्यते ।

( ૮૮ ) विवृतोक्त्यलंकार.

વ્યાખ્યા: શ્લિષ્ટ ગુપ્ત વસ્તુ ઉત્તરાર્દ્ધથી કવિએ પ્રકટ
કરી હોય એવું જે વર્ણન તે વિવૃતોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

'પ્રિય પ્રાણ પ્રિયે! નવ તૃપ્તિ થતી,
મુજને ભર કામતણો અતિશે,'
પ્રિયનાથ! સુવાકય દ્વિઅર્થી લખ્યું
કયમ ભેદી શકે મન ના મુજ એ?

આમાં પ્રથમ બે ચરણની શ્લિષ્ટગુપ્ત વસ્તુને ઉત્તરાર્દ્ધથી પ્રકટ કરી તેથી વિવૃતોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

'તૃપ્તિ થતી નથિ લખતાં
કામ તણો ભર ઘણોજ છે મુજને.'
એવાં દ્વયર્થજ વાકયો,
ભેદિ ન નાખે જ કોણના મનને.

ભાઇશંકર.

આમાં પણ પૂર્વાર્દ્ધની શ્લિષ્ટગુપ્ત વસ્તુને ઉત્તરાર્દ્ધથી પ્રકટ કરી તેથી વિવૃતોક્તિ.

---

( ८८ ) विवृतोक्तिः श्लिष्टगुप्तं कविनाविष्कृतं यदि।

(८९) युक्त्यलंकार-The Artifice.

વ્યાખ્યાઃ-પોતાના મર્મ ગોપનાર્થે ક્રિયાયે કરીને બીજાનું વંચન કરવામાં આવે એવું જે વર્ણન તે યુક્તિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

ચિતરતી તુજને હતી તે અને,
નીરખીને તવ આવતું અન્યને;
કુસુમચાપ કરે તુજ છે ધર્યું
નીરખ, પ્રિય સખે ! અહીં તે રહ્યુ.

આમાં કુસુમચાપ આપવાની ક્રિયા વડે પોતાના સ્નેહરૂપ મર્મના ગોપન માટે પરવંચનાથે યત્ન કર્યો તેથી યુકિત.

* * *

દૃષ્ટાન્ત ૨ જુ.

પ્રણમે મદન મિષે મૃગમદથી
ચિતરી મૂર્તિ તમારી,
મીન નીચે કરીને કર મોરની
મંજરી અર્પી મુરારિ.
નાથ ! સનાથ બિચારી.

કેશવલાલ.

કૃષ્ણ ભગવાન વર્ણે સ્યામ છે, માટે રાધા તેમની મૂર્તિ ચિતરતાં કેસરચંદન આદિ દ્રવ્ય મૂકી કસ્તૂરી વાપરે છે. પરંતુ

(८९) युक्तिः पराभिसन्धानं क्रियया मर्मगुप्तये ।

બીજું કોઇ રખેને તેના મનનો ભેદ પામી જાય એ હહેશતથી, તળે મત્સ્ય કાઢી અને હાથમાં આમ્રમંજરી આપી આતો મેં કામદેવ ચિતર્યો છે એવું બતાવવાનું કરે છે, તેથી યુક્તિ.

દૃષ્ટાન્ત ૩ જું.

એકાંતે રતિમંદિરે રજનિએ બોલેલ જે દંપતી,
તે વ્હાણે વડીલો સમીપ સુડલો કહેતાંજ લાજે બુડી
દાણો દાડિમનો કરી શ્રવણનું માણેક ચંચુ મહીં,
મૂકીને મુખબંધ કીરનૂ કરે શાણી સલુણી સહી.
કેશવલાલ.

આમાં પોતાના રતિરહસ્યના ગોપનાર્થે શુકચંચુમાં માણેકને દાડિમનો દાણો કરી મુકવાથી યુક્તિ અલંકાર. વ્યાજોક્તિમાં અને આમાં ભેદ એટલો કે વ્યાજોક્તિમાં ઉક્તિથી ગોપન કરવાનું હોય છે ત્યારે આમાં ક્રિયાથી ગોપન કરવામાં આવે છે.

---

( ૯૦ ) लोकोक्त्यलंकार–The Idiom Ornaments.

વ્યાખ્યા:–લોકપ્રવાહનું અનુકરણ તે લોકોક્તિ.

દૃષ્ટાન્ત ૧ લું.

ગોદા ખાધા તોય નીચો ન કરે આંકડો
પડ્યા મીયાં આ તોય, ઉંચી છે હજી ટંગડી.

( ९० ) लोकप्रवादानुकृतिर्लोकोक्तिरिति भण्यते ।

આમાં ' આંકડો નીચો ન કરે ' અને ' મીયાં પડયા પણ ટંગડી ઉંચી, એ લોકપ્રવાદનું અનુકરણ કર્યું તેથી લોકોકિત.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું
તેને તુચ્છ કરી ફરીરે ! મોહન પ્યારા.

મીરાંબાઇ.

આમાં ' સંસારનું સુખ ઝાંઝવાના નીર જેવું ' એમ લોક પ્રવાદનું અનુકરણ કર્યું તેથી લોકોકિત.

દૃષ્ટાન્ત ૩ જું.

આપ વિના બળ નહિરે,
મેઘ વિના જળ નહીંજ શ્રીદામા !
દોષ નથી કંઇ તારો,
જો તેડું હું કને હવે શ્યામા.

પ્રેમાનંદ.

આમાં ' આપ વિના બળ નહિ ને મેઘ વિના જળ નહિ ' એ લોકપ્રવાદનું અનુકરણ કર્યું તેથી લોકોકિત.

---

(૯૧) छेकोक्त्यलंकार–Ambiguous Speech.

વ્યાખ્યા: અન્યાર્થસૂચક લોકોક્તિ તે છેકોકિત.

---

( ९१ ) छेकोक्तिर्यदि लोकोक्तेः स्यादर्थान्तरगर्भिता ।

દૃષ્ટાન્ત ૧ લું.

મ્હને શું પૂછે છે? ગુણ શિવતણા સેવક લહે,
સદાએ જાણે છે અહિજ અહિજ સર્વ પગને.

આમાં એક જણે કોઇકના સંબંધમાં વાત પૂછતાં તે વાત જાણનાર બીજો જાણભેદુજ પાસે બેઠો હતો એટલે તેના તરફ ઇસારત કરીને જવાબ દે છે કે મહાદેવના ગુણ ભરડોજ જાણે અથવા સાપના પગ સાપજ જાણે એમ લોકોક્તિ કહી તેથી છેકોક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

શણગાર રૂડા આલિ! આ અવસ્થા વિષે મને;
ન ઘટે ધારવા અંગે, હોય શા સ્વાદ શુકલને.

ભાઇશંકર.

આમાં શુકલને શા સ્વાદ હોય એ લોકપ્રવાદનું અનુકરણ હોઇ તેમાં શુકલને એટલે શુદ્ધને અર્થાત પતિવ્રતાને વિરહાવસ્થામાં શા શણગારના શા સ્વાદ હોય એવું અર્થાન્તરપણે ગર્ભિત હોવાથી છેકોક્તિ.

---

( ૯૨ ) वक्रोक्त्यलंकार-Crooked Speech,

વ્યાખ્યાઃ-શ્લેષ કિંવા કાકૂક્તિથી અભિપ્રેતાર્થથી ભિન્ન અર્થની કલ્પનાનું વર્ણન તે વક્રોક્તિ.

---

( ९२ ) वक्रोक्तिः श्लेषकाकुभ्यामपरार्थप्रकल्पनम् ।

દૃષ્ટાન્ત ૧ લું.

વાતે વળગાડી પાડી સખાથી છુટો તહીં ગોપાળ,
વૃષભાન કિશોરીએ પકડયો તે કાળ;
કર્યું આંખે અંજન મંજન કેસરતણું વપુએ કરીયું,
હરી મોરમુકુટ પીતાંબર પટકૂળ ધરીયું,
વૃષભાન કિશોરી વદે, ગોરી કરી છોડી દઇ ગોપાળ,
"વળી હોળી ખેલવા આવજો આંહી દયાળ."

આમાં છેલ્લા ચરણનો અર્થ 'ડાહ્યા હોતો ન આવશો' એમ હોઈ કાકૂક્તિથી અભિપ્રેતાર્થથી ભિન્ન અર્થની કલ્પના થઇ તેથી વક્રોક્તિ.

દૃષ્ટાન્ત ૨ જું.

"એ કોણ છેજ કુટિલ અંગુલિ થકી દ્વારજ ઠોકતો ?"
"માધવ" "વસંત શું ?" "નહિ, ચક્રી."
"શું કુંભાર ?" "નહીં અહો—
કિંતુ ધરણીધર." "શું ફણીન્દ્ર ?"
"નહિ હું તો અહિ મર્દન"
"તો કોણ તાર્ક્ષ્ય ?" નહિ હરી."
"શું કપીન્દ્ર ?" સૌ આડાં વચ*

* માધવ એટલે વસંત અને કૃષ્ણ ચક્રી: ચક્રધર વિષ્ણુ અને કુંભાર. ધરણીધર: વિષ્ણુ અને શેષનાગ. અહીમર્દન: કાલીય મર્દન કરનાર કૃષ્ણ અને ગરૂડ. હરી: હનુમાન અને કૃષ્ણ.

આમાં શ્લેષથી અભિપ્રેતાર્થથી ભિન્ન એવા અર્થની કલ્પનાનું વર્ણન કર્યું તેથી વક્રોકિત.

* * *

પૂજ્યો કુસુમપર્ણથી ફળે, તોય પંચપીયૂષે ધરી કળે;
તાંદુલો ઉપર નાખિઆ ઉભી, આરતી કપુરથી કરી ખુબી,
ધૂપ તો અગરબત્તીથી કર્યો હાથ જોડી કુદડી ઘણી ફર્યો

પ્રેમાનંદ.

જયદ્રથની ભીમે કેવી રીતે મહા પુજા કરી તેનું આ સુંદર વર્ણન છે. ઉપરથી પૂજા જણાય છે પણ તે ખરેખરી મહા ( ! ) પૂજા છે. શ્લેષથી અભિપ્રેતાર્થથી ભિન્ન અર્થની કલ્પના કરી તેથી વક્રોક્તિ.

---

**( ૬૩ ) स्वभावोक्त्यलंकार**–The Description of nature.

વ્યાખ્યા:-જાતિ આદિમાં જેવો સ્વભાવ હોય તેવાજ સ્વભાવનું વર્ણન તે સ્વભાવોકિત.

દૃષ્ટાન્ત ૧ લુ.

કરે ભીષ્મ ઘુઘવાટ, પછી થકી સિંહબાલ ત્યાં,
જોતાં, સુણતાં વાત નિજ જાતિ ઉપર જઇ,

આમાં સિંહનો સ્વભાવ વર્ણવ્યો તેથી સ્વભાવોકિત.

* * *

---

**(૬૩) स्वभावोक्तिः स्वभावस्य जात्यादिस्थस्य वर्णनम्।**

*કુસુમ: પુષ્પ અને તિરસ્કાર વચન. પર્ણ: પત્ર અને તમાચા. ફલ: ફળફળાદિ અને મુક્કીઓ. તોય: જળ અને પથરો તથા રૂધિર. તાંદુલ: ચોખા અને ગદાનો માર. આર્તી કરી એટલે પકડી પકડીને ઝીકયો ધૂળ નાખી તે ધૂપ ને આમતેમ ઘસડયો તે પ્રદક્ષિણા.

દૃષ્ટાન્ત ૨ જું

એક મૂરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ,
પાણી દેખી કરે સ્નાન તુળસી દેખી તોડે પાન,
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ ક્યાંની વાત.

અખો.

આમાં મૂર્ખનો જાતિસ્વભાવ વર્ણવ્યો તેથી સ્વભાવોક્તિ.

દૃષ્ટાન્ત ૩ જું.

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી,
વૃદ્ધા માતા નયન નબળાં ફેરવીને જૂએ છે;
ને તેનો એ પ્રિયપતિ હજુ શાંત બેસી રહીને,
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે.

કલાપી.

આમાં વૃદ્ધ જનનો જાતિસ્વભાવ વર્ણવ્યો તેથી સ્વભાવોક્તિ.

દૃષ્ટાન્ત ૪ થું.

જાણે કોઇ શર શિરવિષે તિક્ષ્ણ ભાગેલ હોય,
ટોળું છોડી પરમ દુઃખથી જેમ ભાગેલ હોય;
તેવી રીતે ઘડી ઘડી પછી એ અગાડી ખસે છે,
વૃત્તિની કૈં ખબર ન પડે એ પ્રમાણે હસે છે.

મણિશંકર.

આમાં હરણનો જાતિસ્વભાવ વર્ણવ્યો તેથી સ્વભાવોક્તિ.

દૃષ્ટાન્ત ૫ મું.

સુણી વચન સઉ આ તાત દિંગમોહ પામ્યા,
ખર ખર જળધારા તેમને નેત્ર ચાલી;
નીચુ ઘણુંક નીહાળી, દીર્ઘ નિશ્વાસ મૂકી,
કર દઈજ લલાટે બોલીઆ દીન વાણી.
ગોવર્ધનરામ.

આમાં માનવહૃદયને આઘાત પહોંચે તે વખતના જનસ્વભાવનું વર્ણન કર્યું તેથી સ્વભાવોક્તિ.

---

(९४) भाविकालंकार–Vivid Description.

વ્યાખ્યા:–ભૂત કે ભવિષ્યમાં થયેલો કે થનારો અર્થ સાક્ષાત્ વર્તમાનેજ બનતો હોય એવું જે વર્ણન તે ભાવિક.

દૃષ્ટાન્ત ૧ લું.

મચ્યું જે યુદ્ધ તે જોઉં દેવદાનવનું અહો,
અદ્યાપિ સ્થાન આયે, હું સત્ય, સ્વપ્ન નહિ કહો.

આમાં સ્થાનનું ભયંકરત્વ બતાવવા ભૂતકાળમાં થયેલું દેવદાનવનું યુધ્ધ તે જાણે હમણાંજ એટલે વર્તમાને થતુ હોય એમ વર્ણવ્યુ તેથી ભાવિક.

* * *

---

(९४) भाविकं भूतभाव्यर्थसाक्षात्कारस्य वर्णनम् ।

દૃષ્ટાન્ત ૨ જું.

સુજના પ્રયાણુ સમયે,
પ્યારીનીજે મલિન આંસુધારા;
પડતી હતિ કુચ ઉપર,
લોચન આગળ તરે છ તે મારા.

ભાઇશંકર

આમાં પ્રયાણુ સમયે પડેલી આંસુધારા હજી નેત્ર આગળ તરે છે એમ કહેવામાં ભૂત પદાર્થનો સાક્ષાત્કાર કહેવાયો તેથી ભાવિક.

---

(૯૯) उदात्तालंकार–The Exalted Ornaments.

વ્યાખ્યાઃ–સમૃદ્ધિનું ચરિત્ર કે કોઇના શ્લાઘ્ય ચરિત્રનું અંગરૂપે વર્ણન તે ઉદાત્ત.

દૃષ્ટાન્ત ૧ લું.

રત્નસ્તંભેજ સંક્રાન્ત પ્રતિબિમ્બ શતાહિકે,
લંકાપતિ હનુમાને ઓળખ્યો અતિ મ્હેનતે.

આમાં રત્નસ્તંભો વડે રાવણની સમૃદ્ધિનું વર્ણન કર્યું તેથી ઉદાત્ત

* * *

---

(૯૯) उदात्तमृद्धचरितं श्लाघ्यं चान्योपलक्षणम्।

દૃષ્ટાન્ત ૨ જું.

લિધું હતું રામચંદ્રે જન્મ જેમાં મનોહર,
અશ્વમેઘ થતા જેમાં તેજ આ ઋતુ છે વર.

ભાઇશંકર.

'આમાં રામચંદ્રજીના જન્મનું તથા અશ્વમેધોનું હોવું કે જે શ્લાઘ્ય છે તે વસંતની શ્લાઘાના અંગરૂપ છે, તેથી ઉદાત્ત અલંકાર.'

---

( ૯૬ ) अत्युक्त्यलंकार–Exggeration.

વ્યાખ્યા:-શૌર્ય ઔદાર્યાદિકનું અદ્ભુત વર્ણન તે અત્યુકિત.

દૃષ્ટાન્ત ૧ લુ.

વિરહ દૂર્બળ એહવી એ થઈ,
યમ મુકે ન પીછો પણ તેહનો,
નીચ ચખે ચસમાં ચડવી ચડયો,
પણ નહિ કૃશ એ લલના લહી.

આમાં લોક ઝીણી ચીજ જોવાને ચસ્માનો ઉપયોગ કરે છે અને ચસ્મા પહેર્યાં છતાં પણ યમ તેને જોઇ શકતો નથી એમ અતિશય દૌર્બલ્ય વર્ણવ્યું તેથી અત્યુક્તિ.

દૃષ્ટાન્ત ૨ જું.

મ્હેં લેઇ તે સખી કહે તવ અર્પતાંજ
વારિ ગયુ છણુછણી કરમાં જતાંજ.

---

( ૯૬ ) अत्युक्तिरद्भुतातथ्यशौर्यौदार्यादिवर्णनम् ।

ને લાલ ! એ અરગજા બળતાંજ નીર,
ત્હેને હદે અડકતાંજ થયો અબીલ.

આમાં પાણી સુકાઇ શ્વેતતા થઇ ગઇ અને અબીલ થયું એમ વર્ણવ્યું તેથી અત્યુક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જુ.

આંસુ ધારા નીકળી ક્ષણુ કપોલ ઠરી એહ,
આવી પડતાં છાતીએ છણુ છણુ થઇ છૂપી તેહ.
૨.

આમાં આંસુ છણુછણીને છૂપી જવા રૂપ અદ્‌ભૂત વસ્તુનું વર્ણન કર્યું તેથી અત્યુકિત.

---

(૯૭) निरूक्त्यलंकार–Derivative Meaning.

વ્યાખ્યાઃ–યોગથી નામના અન્યાર્થની કલ્પના કરી કરેલુ વર્ણન તે નિરૂક્તિ.

દૃષ્ટાન્ત ૧ લુ.

કોપર મોહ નહિ કરે ! સખી ! વન વન વિહાર,
વિધિ અભિધાનજ યોગ્ય છે 'મોહન' 'મોહ–ન' સાર.

આમાં મોહન એટલે કૃષ્ણુ અને મોહ નહીં હોવો તે, એટલે શ્રીકૃષ્ણના વન વન વિહારને અનુરૂપ એવા અન્યાર્થની કલ્પના કરી તેથી નિરૂક્તિ.

---

(९७) निरूक्तियोगतो नाम्नामन्यार्थत्वप्रकल्पनम् ।

દૃષ્ટાન્ત ૨ જું

પૂર્વેલાં કવિની ગણના પ્રસંગે
કનિષ્ટિકા મેળવી કાલિદાસે,
હજીય તેવા કવિને અભાવે
અનામિકા સાર્થવતી થઇ છે.

આમાં અનામિકાનો યોગવડે અન્યાર્થ કલ્પ્યો તેથી નિરૂક્તિ.

* * *

દૃષ્ટાન્ત ૩ જું.

ઘુમ્યા કરે છે મદથી છકીને,
બોલે છ ઉચ્છૃંખલતા ધરીને,
મધૂપ એવું તુજ નામ તેથી,
છે સત્ય માટે ખસી જા કનેથી.

ભાઇશંકર.

'આમાં પુષ્પના મકરંદને પીનાર એવા અર્થ વાળુ ભ્રમરનું મધુપ એ નામ છે, તેનો બીજી યોજના કરીને મદ્ય પીનાર એવો અર્થ કરેલ છે તેથી નિરૂક્તિ.'

---

( ૯૮ ) प्रतिषेधालंकार–Negation Of Meaning.

વ્યાખ્યા:—પ્રસિદ્ધ નિષેધનો અનુવાદન કરી કરેલું વર્ણન તે પ્રતિષેધ.

---

( ९८ ) प्रतिषेधः प्रसिद्धस्य निषेधस्यानुकीर्तनम् ।

દૃષ્ટાન્ત ૧ લું.

એ તો છે ભણુવાના વેદ
ખાવાના કૈં લાડુ નથી,
જ્યારે ઉતરશે અમ્રુ મેદ
ત્યારે આવડે તે સહી.

આમાં વેદ ભણુવાના એ લાડુ ખાવાના નથી એ પ્રસિદ્ધ નિષેધનું અનુવાદન કર્યું તેથીપ્ર તિષેધ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

અહી નથી અગ્નિ નથી અસી નથી,
વરૂ નથી દુર્જનની ગિરા નથી;
વસંત આ એક નવી બલાજ છે,
ન કોઈ જેનો પુરતો ઈલાજ છે.

ભાઈશંકર.

આ વસંત સર્પાદિક રૂપ નથીજ, એ પ્રસિદ્ધ નિષેધનું અનુકીર્તન કર્યું તેથા પ્રતિષેધ.

---

( ९९ ) विध्यलंकार–The Corroboration of Meaning.

વ્યાખ્યાઃ—સિદ્ધનુંજ વિધાન કરવામાં આવે તે વિધિ.

દૃષ્ટાન્ત ૧ લું.

હીરા ભલે અથડાય ને વળી કાચ કદી માથે ચ્હડે,
કિન્તુ સદા ક્રય વિક્રયે હીરા હીરાજ અહા રહે!

---

( ९९ ) सिद्धस्यैव विधानं यत्तदाहुर्विध्यलंकृतिम्।

ને કાચ તે તો કાચ ગણીને તુચ્છ વસ્તુ ન કોઇ હે,
હીરા સદા હીરા રહે ને કાચને સૌ કાચ કહે.

આમાં હીરા અને કાચ એ સિદ્ધ છતાં તેમનું વિધાન કર્યું તેથી વિધિ.

* * *

દ્રષ્ટાન્ત ૨ જું.

હે બુદ્ધિ! ના ધરજ તું બહુ ઉકળાટ
પ્યારિ તણો મુકિજ દે સઘળો ઉચાટ;
જેણે વિદેશ મહિ રોતિ પ્રિયા મુકી છે,
તેવા કઠોર રતિલાલની તું સખી છે.

ભાઈશંકર.

આમાં બુદ્ધિ પોતાની સખી છે એમ જાણુવા છતાં રતિલાલે પાતેજ વિધાન કર્યું હોવાથી વિધિ.

---

( ૧૦૦ ) हेत्वलंकार–The Cause.

વ્યાખ્યા: કારણનું કાર્ય સાથેજ વર્ણન તે હેતુ, તથા કારણનેજ કાર્યરૂપે કહેવામાં આવે ત્યાં પણ હેતુ *

---

( १०० ) हेतोर्हेतुमता सार्धं वर्णनं हेतुरुच्यते ।
* हेतुहेतुमतोरैक्यं हेतुं केचित्प्रचक्षते ।

દૃષ્ટાન્ત ૧ લું.

વિરહ વ્યાકુલ એહ દુલારીએ

વચ કહ્યાં ચખ અશ્રુ નિગાળતે,

શુણ્યાં શુકે પુનરાવૃત એ કર્યાં

ચખ કચે નવ અશ્રુ સખી ! સર્યાં ? ×

આમાં શુકવચન શ્રવણ એ કારણ અને અશ્રુપતન એ કાર્ય બેઉ સાથે વર્ણવ્યાં તેથી હેતુ.

* * *

દૃષ્ટાન્ત ૨ જું.

મુજ સંપતિ છેજ યદુપતિ જે-

અહોરાત્ર વિપત્તિ વિદારક છે,

તવ શે મન હું મુજ, શોક ધરૂં,

ઇરષા હદ આ પછી કેમ ધરે ?

૨.

આમાં કારણુનીજ કાર્યરૂપે, યદુપતિનેજ સંપત્તિરૂપે કથવામાં આવ્યાથી હેતુ.

---

× 'તરૂણ ગૂજરાત' આશ્વિન ૧૯૭૮ માં પ્રકટ થયું.

# પંદર અલંકારો.

## ( १०१ ) रसवदलंकार.

વ્યાખ્યાઃ—શૃંગારાદિ નવ રસોમાંનો એક બીજાના અંગ
રૂપે વર્ણવાય ત્યારે રસવત્.

દૃષ્ટાન્ત ૧ લું.

આજ એ રસનોત્કર્ષી પીનસ્તન વિમર્દન,
નાભિને જઘન સ્પર્શી પ્રાણનાથ તણો કર.

આમાં કરૂણામાં શૃંગાર અંગ રૂપે હોવાથી રસવત.

---

## (१०२) प्रेयालंकार અથવા भावालंकार.

વ્યાખ્યાઃ-ભાવોમાંનો એક બીજાનું અંગ થાય ત્યાં પ્રેય
અથવા ભાવ

દૃષ્ટાન્ત ૧ લું.

કરબાણુ ધરી પ્રભુ સોગન લઇ
વદતો પછી તેહ હું વીર નહિ
નજરે ચ્હડતાં જવ એકજ બાણુથી
મારૂં દશાનન સુત નહિ.

---

(१०१-१५) रसभावतदाभासभावशान्तिनिबन्धनाः।
चत्वारो रसवत्प्रेय उर्जस्विच्च समाहितम्॥
भावस्य चोदयः संधिः शबलत्वमिति त्रयः।
अष्टौ प्रमाणालंकाराः प्रत्यक्षप्रमुखा क्रमात्।
एवं पंचदशान्यानप्यलंकारान्विदुर्बुधाः॥

આમાં ગર્વનામક વ્યભિચારી ભાવ તે ક્રોધસ્થાયી ભાવનું અંગ હોવાથી પ્રેય અથવા ભાવ.

---

## ( १०३ ) ऊर्जस्वदलंकार.

વ્યાખ્યા:—રસાભાસ અથવા ભાવાભાસ એ બેમાંનો કોઈ પણ બીજાનું અંગ થાય એવું જે વર્ણન તે ઉર્જસ્વીત્.

દૃષ્ટાન્ત ૧ લુ.

પુષ્પોને જો નમી નમી ચુમે પ્રેમઘેલો અલિ આ,
ને વલ્લીઓ લચતી લચતી બાઝતી નાથને હા,
આલિંગે જો તરૂવર વળી કોકિલા મત્ત ગાયે,
સર્વે એ મુજ મન તણો મોહ ઝાઝો વધારે.

આમાં ભ્રમરાદિ તિર્યક્ જાતિ છે, તેઓમાં રહેલો શૃંગાર ખરો નહીં પણ રસાભાસજ ગણાય એ રસાભાસ મારામાં રહેલા ઔત્સુક્ય નામના વ્યભિચારી ભાવનું અંગ થવાથી ઉર્જસ્વીત્.

---

## (१०४) समाहितालंकार.

વ્યાખ્યા: ભાવશાંતિનું અન્યના અંગરૂપે કરેલુ વર્ણન તે સમાહિત.

દૃષ્ટાન્ત ૧ લુ.

જોઉં એ શું કરે ? વિચારી હૃદયે મુગો હું બેસી રહ્યો,
તેણે ધારી મને ખરો શઠ, મુગો રે કોપ ઝાઝો કર્યો,

તેને ના ગણકારીને કંઇ મિષે હું ત્યાં હસ્યો તેથી તો,
તેણે ધૈર્ય ગુમાવી સર્વ નિજનું રોવાનું કીધું શરૂ

આમાં કોપરૂપ ભાવની શાંતિ તે શૃંગારરસનું અંગ હોવાથી સમાહિત.

---

## (૧૦૫) भावोदयालंकार.

વ્યાખ્યાઃ—ભાવનું ઉપજવું તે અન્યના અંગ રૂપે વર્ણવાય ત્યારે ભાવોદય.

દૃષ્ટાન્ત ૧ લું.

મુજ પ્રિય નળ તે તુજ જેવો છે સ્વરૂપ સુંદરતામાં,
એ આશયથી હંસે નિજપદ ચિત્ર તમારૂં ચિતર્યું આ;
તેજ સમયથી ઇચ્છી ત્હમારૂં દર્શન દિન હું વિતાવું,
આજ કૃપા કરી દિન ભર વિશ્રમી દયા કરો એ યાચું.

આમાં નળ પ્રત્યે દમયંતીને ઉપજેલો ઔત્સુક્ય રૂપ ભાવોદય શૃંગારનું અંગ થવાથી ભાવોદય.

---

## (૧૦૬) भावसंध्यलंकार.

વ્યાખ્યાઃ-વિરૂદ્ધ એવા બે ભાવની પરસ્પર સ્પર્ધા જ્યાં બીજાનું અંગ થાય ત્યાં ભાવસંધિ.

દૃષ્ટાન્ત.

સખી ! ત્યારે વાંચી ઉદય હદ મ્હારા મહીં થયા,
સહાનંદે શોક ઉલટ દ્વય ભાવો સ્થિર થયા;

હસું કે રોઉં તે સ્હમજ પડતી ના કંઈ મ્હને,
હસું ત્યાંતો અશ્રુ ગળી નયનથી, ખેદિત કરે.

આમાં હર્ષ અને વિષાદરૂપ બે વ્યભિચારી ભાવોનો સંધિ પ્રિયના રતિરૂપ ભાવના અંગ રૂપ હોવાથી ભાવસંધિ.

---

(૧૦૭) भावशबलालंकार.

વ્યાખ્યાઃ-ઝાઝા ભાવોની, પૂર્વ પૂર્વનાને દબાવી દઈ જે.
ઉત્પત્તિ થતી આવે તે બીજાના અંગ રૂપે
વર્ણવાય તો ભાવશબલ.

દષ્ટાન્ત.

( ૧ ) કયાં આ તેજ અકાર્ય ચંદ્ર કૂળ કયાં ?
( ૨ ) દષ્ટે ફરી એ પડે ?
( ૩ ) દોષોના શમનાર્થ શાસ્ત્ર શ્રવણ
( ૪ ) કોપેય કેવી દીસે !
( ૫ ) શું કહેશે સઉ સજ્જનો સુગ્રી અને
( ૬ ) દુષ્પ્રાપ્ય સ્વપ્નેય તે,
( ૭ ) હૈયા ! ધીર તું ધાર,
( ૮ ) કોણ વીધિએ તે કાજ નિર્મ્યો હશે. !!

આમાં ઉત્તરોત્તર ૧ વિતર્ક, ૨ ઔસ્તુકય, ૩ મતિ, ૪ સ્મરણ, ૫ શંકા, ૬ દૈન્ય, ૭ ધૃતિ, ને ૮ ચિંતા એ ભાવો પૂર્વ પૂર્વનાને દબાવી ઉત્પન્ન થયા અને તે સર્વ વિપ્રલંભ શૃંગારના અંગરૂપ હોવાથી ભાવશબલ.

---

(१०८) प्रत्यक्षालंकार.

વ્યાખ્યા:—ભ્રમ થયા પછી તેના નિરસનાર્થે ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષનું વર્ણન તે પ્રત્યક્ષ.

દૃષ્ટાન્ત.

દયિતાનું મુખ ધાર્યું
ચંદ્રને મ્હેં કિંતુ પછી જોતાં
કલંક એનું; ભાળી
હિમાંશુ ધાર્યો શંશય મુજ ખોતાં.

આમાં ભ્રમ થયા પછી દર્શન રૂપ ચાક્ષુપ પ્રમાણથી નિશ્ચય કર્યો તેથી પ્રત્યક્ષ.

---

(१०९) अनुमानालंकार.

વ્યાખ્યા:—હેતુ વડે અનુમાનની સિદ્ધિ થાય તો અનુમાન.

દૃષ્ટાન્ત.

ડાબુ લોચન ફરકતાં ભવિષ્ય સારૂ જણાય,
તેવું રાધાને થતાં મળ્યા પુરા યદુરાય.

આમાં ડાબુ નેત્ર ફરકતાં સારા ભવિષ્યની પ્રાપ્તિ થાય છે એમ અનુમાન કરી તેની સિધ્ધિ માટે રાધાને તેનું થતાં કૃષ્ણ મળ્યા હતા એ દૃષ્ટાન્ત આપ્યુ તેથી અનુમાન.

---

(૧૧૦) उपमानालंकार.

વ્યાખ્યાઃ—ઉપમાન વડે ઉપમિતિનું જ્ઞાન થાય એવું જે વર્ણન તે ઉપમાન.

દૃષ્ટાન્ત.

ઓળખ્યો આજ મ્હેં હંસ માનસ સરને વિષે,
કાન્તાની ચાલના જેવી જેથી તેની ગતિ દીસે.

આમાં કાન્તાની ચાલના જેવી ગતિ ઇત્યાદિ અર્થનું જ્ઞાન તે ઉપમાન તે વડે થયેલું હંસ સંબંધી જ્ઞાન તે ઉપમિતિ તેથી ઉપમાન.

---

(૧૧૧) शब्दप्रमाणालंकार.

વ્યાખ્યાઃ-સ્મૃતિ, આત્મતુષ્ટિ, શ્રુતિ, પુરાણ અને આચાર એટલાનાં વચને કરીને પ્રમાણ આપ્યું હોય તે શબ્દ પ્રમાણ.

સ્મૃતિ.

દૃષ્ટાન્ત

પાપો બળાત્કાર થકી થયેલાં
થાયે સહુયે ન કર્યા સમાન !
કાંકે મનુએજ કહ્યું અનર્થો
ગણાય એ રીત થયેલ માફ.

મનુસ્મૃતિનું ઉલટાવી ચાર્વાક મતાનુકૂળ પ્રમાણ આપ્યું તેથી સ્મૃતિ શબ્દ પ્રમાણ.

## આત્મતુષ્ટિ.

દૃષ્ટાન્ત.

મ્હારૂં પવિત્ર મન આ અભિલાષી થાય,
ક્ષત્રિય યોગ્ય પણ શંશય એ ગણાય;
કાંકે ગણે બુધજનો નિજ આત્મતુષ્ટિ
શંકિત વસ્તુ તણી ત્યાજ્ય અત્યાજ્ય નીતિ.

આત્મતુષ્ટિને દૃષ્યન્તે પ્રમાણ રૂપ ગણવાથી આત્મતુષ્ટિ શબ્દ પ્રમાણ.

## શ્રુતિ.

દૃષ્ટાન્ત.

આંખો વિના જે સઘળું જુએ છે,
કર્ણો વિના સાંભળી સૌ શકે છે,
વિના પગે સૌ સ્થળે સંચરે છે,
વિશ્વેશ તે અન્ય ન સંભવે છે.

શ્રુતિને પ્રમાણરૂપ ગણવાથી શ્રુતિ શબ્દ પ્રમાણ.

## પુરાણ.

દૃષ્ટાન્ત.

તારા, મંદોદરી, કુંતા, અહલ્યા વળી દ્રૌપદી;
પ્રભાતે જે સ્મરે ત્હેનાં, પાપ જાય સહુ ટળી.

આમાં પુરાણ વચન પ્રમાણ રૂપ ગણવાથી પુરાણ શબ્દ પ્રમાણ.

**આચાર**

દૃષ્ટાન્ત.

સાધુજનો નામ ન આપનું લે,
આચારની એવી પરંપરા છે;
તેથી ન ઇચ્છું મુજ નામ દેવા,
(કાંકે) આચાર ત્યાગીની બધેય નિંદા.

આચારને પ્રમાણુરૂપ માનવાથી આચાર શબ્દ પ્રમાણ.

---

(૧૧૨) अर्थापत्यलंकार.

વ્યાખ્યા:—એક અર્થે કરીને અન્યાર્થની સંસિદ્ધિનું વર્ણન
તે અર્થાપત્તિ.

દૃષ્ટાન્ત.

ત્હારે છે કટિ એમ નિર્ણય થાય નિતંબિની,
પયોધરોનો ભાર, તે વિણુ કો બીજું ઝીલે?

આમાં પયોધરોનો ભાર ઝીલવારૂપ અર્થે કરીને કટિ છે એમ અન્યાર્થની સંસિદ્ધિનું વર્ણન કર્યું તેથી અર્થાપત્તિ.

---

( ૧૧૩ ) अनुपलब्ध्यलंकार.

વ્યાખ્યા:—અનુપલબ્ધિરૂપ પ્રમાણુથી કોઇ વસ્તુના અભાવનું
વર્ણન તે અનુપલબ્ધિ.

દૃષ્ટાન્ત

તરફ અતિ કરીને તન્વી નિશ્ચિન્ત થૈને,
જરી નથી કટિ મધ્યે માનતા એમ લોક,
કુચ ગીરિવર બે આ કાંઇ આધાર વિના,
અધર અહીં રહ્યા તે કામની ઇંદ્રજાળ.

આમાં ઘણો તર્ક કરતાં પણ કટિમધ્યની અપ્રાપ્તિ વર્ણવી તેથી અનુપલબ્ધિ.

---

(૧૧૪ સંભવાલઙ્કાર.

વ્યાખ્યા:—નહિ સંભવવાને યોગ્ય તેના પણ સંભવનું વર્ણન તે સંભવ.

દૃષ્ટાન્ત

'પંથી કયાંથી પધારિયા'! 'નગરથી' 'કાંઈ નવાજુની?' 'હા';
'શી?' 'જીવે તરૂણો પ્રિયા ત્યજી છતાં વર્ષાૠતુમાં ભલા!'
'જીવે છે? ખરી વાત શું?' 'સુણીજ છે મ્હેં પેચ એ વાતને,!
'વિસ્તીર્ણ પૃથ્વી જનો વિવિધ છે, કહો શું નહિ સંભવે?'

આમાં નહિ સંભવવાને યોગ્ય તેના સંભવનું વર્ણન કર્યું તેથી સંભવ.

---

**( ૧૧૭ ) પતિહ્યાલંકાર.**

વ્યાખ્યાઃ-જ્યાં પ્રસિદ્ધ વાતનો વક્તા અનિર્દિષ્ટ હોય
એવું જે વર્ણન તે ઐતિહ્ય.

દૃષ્ટાન્ત

સાંભળી વચન આ ત્હારાં આવેછે યાદ ભાષણુ,
લોકનું,-ડૂબતો પ્રાણી ગૃહે છે તૃણુને પણ.

આમાં કોઇ વક્તાનું નામ ન જણાવતાં 'ડૂબતો પ્રાણી તૃણુને પણ ગ્રહે છે' એ પ્રસિદ્ધ વાતનું વર્ણન કર્યું તેથી ઐતિહ્ય.

---

ભાષા સંસ્કૃત ને વ્રજે નિરખીને ગ્રંથો અલંકારના
ઝાઝા, ગુર્જરી કેરૂં દૈન્ય દીઠું તે તેને સખી શો રસના,
ધારી ઉર કરી પ્રયત્ન અદકા, તે કાવ્ય કુંજે ફરી
રોપી ગુર્જરીને રસાળ નવલી આ રમ્ય 'નવ્યવલ્લરી'

**'ગુર્જરી સખી ઉપરી થજો.' એ ઉરથકી અભિલાપ,**
**'નવવલ્લરી' રોપી રૂડી ગુર્જરી કુંજે આજ.**



# અલંકાર દૃષ્ટાન્તોના (આ પુસ્તકના લખનાર સિવાય અન્ય) લેખકો અને તેમનાં ઉપયોગમાં લીધેલાં પુસ્તકો, કાવ્યો વિગેરે



૧. અખો
છપ્પા.

૨. અમૃતલાલ છગભાઇ
એક કાવ્ય.

૩. અરદેશર ફરામજી ખબરદાર
કાવ્યરસિકા.

૪. કલાપી–સૂરસિંહજી તખ્તસિંહજી ગોહિલ
કલાપીનો કેકારવ.

૫. કિલાભાઇ ઘનશ્યામ
મેઘદૂતનું ગુજરાતી ભાષાન્તર

૬ કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
ગીત ગોવિન્દ તથા અમરૂ શતકનાં ગુજરાતી ભાષાન્તર

૭ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
સ્નેહમુદ્રા.

૮. છોટાલાલ સેવકરામ
ઉપવન વિનોદ

૯. દયારામ
સતસૈયા.

૧૦. દલપતરામ
પીંગળ, કાવ્યો

૧૧. દોલતરામ કૃપારામ
સુમનગુચ્છ, ઇંદ્રજીતવધ.

૧૨. નરસિંહ મ્હેતો
પદો.

૧૩. નરસિંહરાવ ભોળાનાથ
    નૂપુરઝંકાર.
૧૪. નર્મદાશંકર લાલશંકર
    નર્મકવિતા.
૧૫. ન્હાનાલાલ દલપતરામ કવિ
    કેટલાંક કાવ્યો ભા. ૨ ભગવદ્‌ગીતાનું સમશ્લોકી ભાષાન્તર.
૧૬ પ્રીતમદાસ
    કક્કા.
૧૭. પ્રેમાનંદ
    દશમસ્કંધ, મામેરૂ, રણયજ્ઞ, નળાખ્યાન, રોપદર્શિકા સત્યભામાખ્યાન, પાંચાલી પ્રસન્નાખ્યાન, તપત્યાખ્યાન, જયદ્રથવધ
૧૮ ભાઉશંકર નાનાભાઇ
    મારા અનુભવની નોંધ, રંભા રતિલાલ ત્રોટક.
૧૯. મણિશંકર રત્નજી ભટ્ટ
    'કલ્પના અને કસ્તુરીમૃગ' કાવ્ય.
૨૦. મહાસુખભાઇ ચુનીલાલ
    કાવ્ય સરિતા.
૨૧. મીરાંબાઇ પદ.
૨૨. '૨' કાવ્યો.
૨૩ રમણભાઈ મહીપતરામ નીલકંઠ
    'પ્રણુમય જીવન' કાવ્ય.
૨૪. લલિત-જન્મશંકર મહાશંકર બુચ.
    લલિતનાં કાવ્યો.
૨૫. શામળભટ્ટ
    ચંદ્રચંદ્રાવતી, મદનમોહના, શુકબહોતેરી વિગેરે.
૨૬. સવિતાનારાયણ ગણપતીનારાયણ
    સવિતા સપ્તશતી.
૨૭ હરિલાલ હર્ષદરાય ધ્રુવ
    પ્રવાસપુષ્પાંજલિ.

* * *

# અનુક્રમણિકા.



# પ્રત્યેક ગુજરાતીને.

વાંચનનો શોખ કેટલો ઉપયોગી અને વખાણવા લાયક છે તે હવે સારી રીતે જાણીતું છે, પરન્તુ દરેક ચીજને હમેશાં કાળી અને ધોળી બે બાજુ હોય છે, તે નિયમાનુંસાર લોકોમા આ શોખ વધતો જોઇ સારે માર્ગે વાળવાનો તો કેટલાકે પ્રજાના ભોગે તેમાંથી પોતાનો સ્વાર્થ સાધી લેવાનો પ્રયત્ન કર્યો અને હલકી વૃત્તિને ઉસ્કેરનારૂં સાહિત્ય પ્રકટ કરીને આ શોખને કેટલેક સ્થળે નિંદ્ય બનાવ્યો છે હાલ બહાર પડતાં પુસ્તકો મોટા ભાગે વૃત્તિને ઉસ્કેરનારાં અને નિર્માલ્ય છે એવી કડવી ફરિયાદો આપણે સાંભળીએ છીએ. સ્ત્રીઓ માટે, બાળકો માટે તેમજ રાષ્ટ્રિય ભાવનાને પોષતા ગ્રંથોની ઉણપ છે. પુસ્તકોની ભાષા માટે ફરીયાદ ચાલુજ છે. સાહિત્યના ઉપયોગીતા વાદને સ્થાન આપવું જોઇએ એવી અમારી મજબુત માન્યતા હોવાથી તેમજ લોકોની આગ્રહભરી ચાલુ માગણીને લઇ વાંચનના શોખને ઉત્તેજન આપવા તેમજ સારે રસ્તે દોરવા અમે " સાહિત્ય કુંજ ગ્રંથમાળા " ની શરૂઆત કરી છે.

આખી દુનિયામાં હિંદ જેવો ગરીબ દેશ બીજો એક પણ નથી. તેથી પ્રજાને સસ્તામાં સસ્તી કીંમતે વાચન પુરૂ પાડવા અઢી રૂપીઆના વાર્ષિક લવાજમમાં બારસો પાનાનું વાંચન અમે આપીશું. ગ્રાહક તરીકે દાખલ થવાની ફી રાખી નથી, તેમજ પુસ્તકો બહાર પડે, ત્યારે અડધી, પોણી કે, એવી કોઇ કિંમત આપવી પડતી નથી. બજારમાં અઢી રૂપિયામાં તમને ચારસો પાનાનાંયે પુસ્તકો નહિ

મળી શકે તે વિષે તમારી ઇચ્છા હોય, તો તપાસ કરી જોજો. જાતજાતની વાની પીરસાતી હોય, તો લ્હેજતથી તેનો ઉપયોગ થાય તે સર્વ માન્ય વાત છે, તેમજ એક માણસ નવલકથા, વાર્તા, નાટક, કાવ્ય, જીવનચરિત્ર વગેરે માટે જુદા લવાજમ ભરે તે દીવાની જોત જેવી સ્પષ્ટ વાત હોવાથી **અમે એકજ લવાજમમાં વાર્તા, નવલકથા, નાટક, જીવનચરિત્ર,** કાવ્ય વગેરે આપીશું. ગુજરાતી ભાષા બોલનાર એકલા હિંદુજ નહિ, પણ મુસલમાન અને પારસી ત્રણે કોમના સાધારણ લખી વાંચી શકતા માણસો સમજી શકે તેવી સાદી સાદી ઘરગથુ પણ સુંદર અને સચોટ ભાષામાં પુસ્તકો અપાશે. અમુક વર્ગ માટે લખાએલા પુસ્તકો અમે કદી પણ પસંદ કરીશું નહિ **ત્રણે કોમની જરૂરીઆત અને પસંદગી ઉપર ધ્યાન આપી બધાને એક સરખી રીતે ઉપયોગી રહે** તેવા પુસ્તકો અમે આપીશું. સારામાં સારા, પણ સ્હેલાઇથી સમજી શકાય તેવાં પુસ્તકોના ભાષાન્તરો તેમજ જાણીતા વિદ્વાન લેખકોનાં સ્વતંત્ર પુસ્તકો અમે આપીશું. **નિર્દોષ, ઉપયોગી, સ્ત્રીઓ માટેના તેમજ વર્તમાન સમયને જરૂરી પુસ્તકો આપવાં એવો અમે દૃઢ નિશ્ચય કર્યો છે.**

પ્રજાની સેવાના આ કાર્યમાં હિંદુ મુસલમાન પારસી બિરાદરો અમને દિલોજાનીથી મદદ કરશે અને ગ્રાહક તરીકે મુબારક નામ નોંધાવશે એમ અમે મજબુત ભલામણ કરીએ છીએ.



# ત્રીકાળ દર્શક દર્પણ.

આ દર્પણથી ભુત ભવીષ્ય વર્તમાન ત્રણ કાળ જાણી શકાય છે કોઇપણ માણસને ચોરી પકડી હોય અથવા વેપારમાં નફો નુકશાન તથા સટામાં તથા લોટરીમાં ફાયદો મેળવવા ધારતા હો તો કયા વેપારમાં કયા સટામાં કયા નંબરની લોટરીની ટીકીટમાં નફો મલશે તે તમામ હકીકત આથી જાણી શકાય છે મરનાર માણસને બોલાવી શકે છે તેની સાથે વાતચીત કરવી કોઇ અકાળ મૃત્યુ થએલા માણસની સાથે તેના ઘરના વારસોને પૂછવું બન્યું ન હોય તો આથી તમામ પૂછીશ કે છે કઇ ચીજ કઇ જગોએ મુકી છે અગર જમીનમાં દાટી દે અગર કોઇને સાચવવા આપેલ છે તે તમામ હકીકત આથી જાણી શકાઇ છે દેશાવર ગયેલો માણસ અત્યારે શું કરે છે શરીરે આરોગ્ય છે કે કેમ તે તમામ કે જનમથી મરણ સુધી અને મરનાર માણસ અબોલ થઇ જવાથી ભલામણ અગર લેવદેવ સબંધી અગર કઇ ચીજ કઇ જગાએ અગર કોની પાસે છે તે તમામ આ દર્પણથી જોઇ શકીએ છીએ આખર મરનાર માણસને જોવા ધારતા હો તો તે પણ જોઇ શકીએ છીએ ઢીલ નહી કરતાં એક વખત મંગાવી ખાત્રી કરો કીંમત માત્ર રૂ. ૨ બે ફક્ત પોસ્ટેજ જુદુ બહારગામના ઓરડર પર પુરતું ધ્યાન આપવામાં આવશે વી. પી. મોકલવામાં આવશે.

મળવાનું ઠેકાણું ત્રીકાળ દર્શક દર્પણ
ઠેકાણું કાલીદાસ બી. પુરોહિત રેસીડેન્સી મેનગેટ.
હૈદ્રાબાદ દખન.

